૪૫૫

# चैत्यवंदन चोविशी.

આ લઘુ પુસ્તકમાં વીરવિજયજી, પદ્મવિજયજી તથા જ્ઞાનવિમળજી કૃત ચોવીસ જિનનાં ચૈત્યવંદન તથા આનંદઘનજી, દેવચંદજી તથા યશોવિજયજી કૃત ચોવીસ જિનનાં સ્તવન તથા વીરવિજયજી અને પદ્મવિજયજી કૃત સ્તુતિ ચોવીસી. આ, પર્વતિથિ અને તીર્થોનાં સ્તવન સ્તુતિઓનો સમાવેશ થાયછે.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
શા. હીરાચંદ કકલભાઇ.
ઠે. માંડવીની પોળમાં નાગજી ભુધરની પોળ—અમદાવાદ.

કિંમત ત્રણ આના.
સંવત ૧૯૪૬. સને ૧૮૯૦.

# ચૈત્યવંદન ચોવિશી.

આ લઘુ પુસ્તકમાં વીરવિજયજી, પદ્મવિજયજી તથા જ્ઞાનવિમળજી કૃત ચોવીસ જિનનાં ચૈત્યવંદન તથા આનંદઘનજી, દેવચંદજી તથા યશોવિજયજીકૃત ચોવીસ જિનનાં સ્તવન તથા વીરવિજયજી અને પદ્મવિજયજીકૃત સ્તુતિ ચોવીસીઓ, પર્વતિથિ અને તીર્થોનાં સ્તવન સ્તુતિઓનો સમાવેશ થાયછે.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
શા. હીરાચંદ કકલભાઇ.
ઠે માંડવીની પોળમાં નાગજી ભુધરની પોળ—અમદાવાદ.

કિંમત ત્રણ આના.
સંવત ૧૯૪૬. સને ૧૮૯૦.

# ગ્રંથાર્પણ.

---

મુનિરાજજી શ્રી શ્રી શ્રી મણિવિજયજી પ-<br>
ન્યાસના ઉપાસક સર્વ શ્રાવક ગુણગણા-<br>
લંકૃત શેઠ. સરૂપચંદ ઉમેદચંદે મ-<br>
ને બાળપણમાં અતિ પ્રેમ પૂર્વક<br>
ધર્મ સંબંધી શિક્ષણ આપી મા-<br>
રા ઉપર પરમ ઉપકાર કીધો<br>
તેથી તેમના નામ સ્મર-<br>
ણાર્થે આ લઘુ પુસ્તક<br>
નમ્રતાપૂર્વક હું<br>
તેમને અર્પ-<br>
ણ કરૂં<br>
છું.

# અથ શ્રી દેવ વાંદવાનો અથવા ઉત્કૃષ્ટ ચૈત્યવંદન કરવાનો વિધિ.

ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ મથ્થએણ વંદામિ ॥ એમ ખમાસમણું દેઇ ઉઠીને "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ઇરિયાવહિયં પડિક્કમામિ ॥ ઇચ્છં ॥ ઇચ્છામિ પડિક્કમિઉં ॥ એમ કહી ઇરિયાવહિયાએ કહેવું ॥ પછી તસ્સ ઉત્તરી, પછી અન્નથ્થ ઉસસિએણં કહેવું ત્યારપછી ચંદેસુ નિમ્મલયરા સુધી એક લોગસ્સનો અથવા ચાર નોકારનો કાઉસ્સગ કરી પારીને પ્રગટ લોગસ્સ કહેવો. પછી ઉત્તરાસણ નાંખીને ખમાસમણું દેઈ ઉભા થઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂં એમ આજ્ઞા માગીને "ઇચ્છં" એમ કહી ડાબો ઢીંચણ ઉભો રાખી જમણો ઢીંચણ નીચે મુકી બેસવું અને ચૈત્યવંદન કરવું પછી નમુથ્થુણં, અડધા જયવિયરાય કહેવા પછી ફરી ચૈત્ય-

વંદન કહી નમુત્થુણં કહી ઉભા થઇ અરિહંત ચેઇઆણં વંદણવત્તિઆએ૦ અનત્થઉસસિઍણં કહી એક નવકારનો કાઉસ્સગ કરી પારી "નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ સાધુભ્યઃ" એમ કહી પહેલી થોય કહેવી પછી લોગસ્સ કહી સવ્વલોએ અરિહંત ચેઇઆણં આદિ કહી એક નોકારનો કાઉસ્સગ પારી બીજી થોય કહેવી; પછી પુખ્ખરવરદી કહી, સુઅસ્સ ભગવઓ કરેમિકાઉસ્સગં, વંદણવત્તિઆએ કહી અનત્થ ઉસસિઍણં કહી એક નોકારનો કાઉસ્સગ પારી ત્રીજી થોય કહેવી. પછી સિદ્ધાણં બુદ્ધાણં કહી, વેયાવચ્ચગરાણં૦ કરેમિકાઉસ્સગ્ગં૦ અન્નત્થ ઉસસિઍણં૦ કહી એક નોકારનો કાઉસ્સગ્ગ પારીનમોઽર્હત૦ કહી ચોથી થોય કહેવી. પછી બેશી હાથ જોડી નમુત્થુણં કહી ઉભા થઇ ઉપર બતાવ્યા પ્રમાણે જાવત્ ચાર થોયો કહેવી પછી પાછું નમુત્થુણં જાવંતી ચેઇઆઇ, ખમાસમણું દેઈ જાવંત કેવિસાહુ,કહી નમોઽર્હત૦ કહી સ્તવન કહેવું પછી અડધા જયવિયરાય કહેવા પછી ઉભા

થઇ ખમાસમણું દેઈ ચૈત્યવંદન કરવું પછી નમુથ્થુણં કહી આખા જયવિયરાય કહેવા ઇતિ દેવવંદન સમાપ્ત ॥ ઉપરનું ઉત્કૃષ્ટચૈત્ય-વંદન પૂજાદિ વિશિષ્ટકારણે તથા વ્રત ઉચ્ચ-રતી વખતે વગેરેમાં તથા દેરાસરમાં ત્રણ કાળ દેવવંદન કરતાં એ ચૈત્યવંદન કરવું શ્રેષ્ટ છે.

---

## ચૈત્યવંદન વિધિ.

ખમાસમણુ દેઇ ઈરિઆવહી પડિક્કમી જાવત્ લોગ્ગસ સુધી કહી પછી ઉત્તરાસણ નાંખી ખમાસમણું દેઈ ઇચ્છા કારેણ સંદિ-સહ ભગવન્ ચૈત્યવંદન કરૂં, ઇચ્છં એમ ક-હી બેશી ડાબો ઢિંચણ ઉભો રાખી જમણો ઢિંચણ નીચે રાખી બેસીને ચૈત્યવંદન કરવું, પછી જંકિંચિ કહી પછી નમુથ્થુણં કહી જા-વંતિ ચેઇઆઇ પછી ખમાસમણું દેઇ જાવંત કેવિસાહુ કહી પછી નમોऽર્હત્૦ કહી સ્તવન કહેવું પછી આખા જયવિયરાય કહેવા પછી ઉભા થઈ અરિહંત ચેઇઆણં,વંદણવત્તીઆ

એ૦ પછી અન્નથ્થ ઉસસ્સીએણં કહી એક નોકારનો કાઉસ્સગ્ગ કરી કાઉસ્સગ્ગ પારી નમોઽર્હત્૦ કહી થોય કહેવી ॥ઇતિ॥

તીર્થંકર ભગવાનની સામે વિનયપૂર્વક બેસીને ૧ નવકાર ગણે એ જઘન્ય ચૈત્યવંદન.

## ૧ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી ઋષભદેવ સ્વામીનું ચૈત્યવંદન.

સર્વાર્થ સિદ્ધે થકી, ચવિયા આદિ જિણંદ; પ્રથમ રાય વનિતા વસે, માનવ ગણ સુખ કંદ ॥૧॥ યોની નકુલ જિણંદને, હાયન એક હજાર; મૌનાતીતે કેવલી, વડ હેઠે નિરધાર ॥૨॥ ઉત્તરાષાઢા જન્મ છે એ, ધનરાસી અરિહંત; દસ સહુસ પરિવારશું, વીર કહે શીવકંત ॥૩॥

## ૨ અથ શ્રી પદ્મવિજયજી કૃત ચૈત્ય૦

આદિ દેવ અલવેસરૂ, વિનિતાનો રાય; નાભિરાયા કુલ મંડણો, મરૂદેવા માય ॥૧॥ પાંચસે ધનુષની દેહડી, પ્રભુ પરમ દયાલ; ચોરાશી લખ પૂર્વનું, જસ આયુ વિસાલ ॥૨॥ વૃષભ લંછન જિન વૃષધરૂએ, ઉત્તમ

ગુણ મણિ ખાંણ; તસ પદ પદ્મ સેવન થકી, લહિએં અવિચલ ઠાંણ ॥૩॥

## ૩ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચૈત્યં૦

પ્રથમ જિણેસર ઋષભદેવ, સવ્વટ્ઠુથી ચ-વિયા; વદિ ચઉથે આષાઢની, શક્રે સંસ્તવિયા ॥૧॥ અટ્ઠમી ચૈત્રહ વદિ તણિ, દિવસે પ્રભુ જાયા; દીક્ષા પણ તિણહીજ દિને, ચઉનાણી થાયા ॥૨॥ ફાગુણ વદિ ઇગ્યારશે એ, જ્ઞાન લહે શુભ ધ્યાન; મહાવદિ તેરશે શિવ લહ્યા, પરમાનંદ નિધાન ॥૩॥

## ૪ અથ શ્રી આનંદઘનજી કૃત.

## શ્રી ઋષભદેવ સ્વામીનું સ્તવન.

રાગ મારૂ.

કરમ પરીક્ષા કરણ કુમર ચલ્યોરે એ દેશી.

ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે, ઓર ન ચાહું રે કંત; રીજયો સાહેબ સંગ ન પરિહરે રે, ભાંગે સાદિ અનંત ॥ઋષભ૦ ૧॥ પ્રીતિ સગાઇ રે જગમાં સહુ કરે રે, પ્રીત સગાઈ ન કોય; પ્રીત સગાઈ રે નિરૂપાધિક કહી રે, સોપાધિક ધન ખોય ॥ઋષભ૦॥૨॥

કોઈ કંત કારણ કાષ્ટ ભક્ષણ કરે રે, મલશું કંતને ધાય; એ મેલો નવિ કહિયે સંભવેરે, મેલો ઠામ ન ઠાય ॥ ઋષભ૦ ॥ ૩ ॥ કોઈ પતિ રંજન અતિ ઘણું તપ કરે રે, પતિ રંજન તન તાપ; એ પતિ રંજન મેં નવિ ચિત્ત ધર્યું રે, રંજન ધાતુ મિલાપ ॥ ઋષભ૦ ॥૪॥ કોઈ કહે લીલા રે અલખ અલખ તણી રે, લખ પૂરે મન આસ; દોષ રહિતને લીલા નવિ ઘટે રે, લીલા દોષ વિલાસ ॥ઋષભ૦ ॥૫॥ ચિત્ત પ્રસન્ને રે પૂજન ફલ કહ્યું રે, પૂજ અખંડિત એહ; કપટ રહિત થઈ આતમ અરપણા રે, આનંદઘન પદ રેહ ॥ઋષભ૦ ૬॥

## ૫ અથ શ્રી દેવચંદ્રજી કૃત સ્તવન.

નિદ્રડી વેરણ હુઈ રહી ॥ એ દેશી ॥

ઋષભ જિણંદશું પ્રીતડી, કિમ કીજે હો કહો ચતુર વિચાર; પ્રભુજી જઈ અલગા વસ્યા, તિહાં કિણે નવિ હો કો વચન ઉચ્ચાર ॥ઋષભ૦ ॥૧॥ કાગલ પણ પોહોંચે નહિ, નવિ પેહોંચે હો તિહાં કો પરધાન; જે પોહોંચે તે તુમ સમો, નવિ ભાંખે હો

કેણનું વ્યવધાન ॥ ઋષભ૦ ॥૨॥ પ્રીતિ કરે તે રાગીયા, જિનવરજી હો તુમે તો વીતરાગ; પ્રીતડી જેહ અરાગીથી, ભેલવવી હો લોકોત્તર માગ ॥ઋષભ૦ ॥૩॥ પ્રીતિ અનાદિની વિષ ભરી, તે રીતે હો કરવા મુઝ ભાવ; કરવી નિર્વિષ પ્રીતડી, કિણ ભાંતે હો કહો બને બનાવ ॥ઋષભ૦ ॥૪॥ પ્રીતિ અનંતિ પરથકી, જે તોડે હો તે જોડે એહ; પરમ પુરૂષથી રાગતા, એકત્વતા હો દાખી ગુણ ગેહ ॥ઋષભ૦ ॥૫॥ પ્રભુજીને અવલંબતાં, નિજ પ્રભુતા હો પ્રગટે ગુણરાશ; દેવચંદ્રની સેવના, આપે મુઝ હો અવિચલ સુખવાસ ॥ઋષભ૦ ॥૬॥

## ૬ અથ શ્રી યશોવિજયજી કૃત સ્તવન.

મહાવિદેહ ક્ષેત્ર સોહામણો એ દેશી.

જગજીવન જગ વાલહો, મરૂદેવીનો નંદ લાલરે; મુખ દીઠે સુખ ઉપજે, દર્શન અતિહિ આનંદ લાલરે ॥જગ૦ ॥૧॥ આંખડી અંબુજ પાંખડી, અષ્ટમી શશિ સમ ભાલ લાલરે; વદન તે શારદ ચંદલો, વાણી અ-

તિહિ રસાલ લાલરે ॥જગ૦ ॥૨॥ લક્ષણ અંગે વિરાજતા, અડહિય સહસ ઉદાર લાલ રે; રેખા કર ચરણાદિકે, અભ્યંતર નહિ પાર લાલરે ॥જગ૦ ॥ ૩ ॥ ઇંદ્રિચંદ્ર રવિ ગિરિ તણા, ગુણ લઈ ઘડિયું અંગ લાલરે, ભાગ્ય કિહાં થકી આવિયું, અચરિજ એહ ઉત્તંગ લાલરે ॥ જગ૦ ॥ ૪ ॥ ગુણ સઘલા અંગે કર્યા, દૂર કર્યા સવિ દોષ લાલરે; વાચક યશ વિજયે થુણ્યો, દેજો સુખનો પોષ લાલ રે ॥જગ૦ ॥૫॥

## ૭ અથ શ્રી વીરવિજયજી કૃત.

## ઋષભદેવસ્વામીની સ્તુતિ.

એંશી લાખ પૂરવ ઘર વાસે, વસિયા પરિકર યુક્તાજી; જન્મ થકી પણ દેવતરૂ ફલ, ક્ષીરોદધિ જલ ભોક્તાજી; મઇ સુય ઓહિ નાણે સંજુત્તા, નયણ વયણ કજ ચંદાજી; ચાર સહસશ્યું દીક્ષા શિક્ષા, સ્વામી શ્રી ઋષભ જીણંદાજી ॥૧॥ મનપર્યવ તવ નાણ ઉપન્યું, સંજતી લિંગ સહાયાજી; અઢી દ્વીપમાં સન્નિ પંચેંદ્રિ, જાણે મનગત ભા-

વાજી; દ્રવ્ય અનંતા સૂક્ષ્મ ત્રિચ્છા, અઢારસે ખિત્ત ઠાયાજી; પલિય અસંખ્યમ ભાગ ત્રિકાલિક, દ્રવ્ય અસંખ્ય પરજાયજી ॥૨॥ ઋષભ જિણેસર કેવલ પામી, રયણ સિં- હાસન ઠાયાજી; અનભિલાપ્ય અભિલાપ્ય અનંતા, ભાગ અનંતા ઉચરાયાજી, તાસ અનંતમે ભાગે ધારી, ભાગ અનંતે સૂત્રજી, ગણધર રચીયાં આગમ પૂજી, કરીએ જનમ પવિત્રજી ॥૩॥ ગોમુખ જક્ષ ચક્કેસરી દેવી, સમકિત શુદ્ધ સુહાવેજી; આદિ દેવની સેવ કરંતી, શાસન શોભ ચઢાવેજી; શ્રદ્ધા સંયુત્ત જે વ્રતધારી, વિઘન તાસ નિવારેજી; શ્રી શુભ વીરવિજય પ્રભુ ભગતિ, સમરે નિત્ય સવારેજી ॥૪॥

## ૮ અથ શ્રી પદ્મવિજયજી કૃત સ્તુતિ.

આદિ જિનવર રાયા, જાસ સોવન કાયા, મરૂદેવી માયા; ધોરી લંછન પાયા, જગત થિતિ નિપાયા, શુદ્ધ ચારિત્ર પાયા; કેવળ શ્રી રાયા, મોક્ષ નગરે સધાયા ॥૧॥ સવિજન સુખકારી, મોહ મિથ્યા નિવારી, દુરગતિ

દુઃખ ભારી, શોક સંતાપ વારી; શ્રેણી ક્ષપક સુધારી, કેવલાનંત ધારી; નમીએ નર નારી, જેહ વિશ્વોપકારી ॥૨॥ સમોસરણે બેઠા, લાગે જે જિનજી મીઠા; કરે ગણપ પઈઠા, ઇંદ્ર ચંદ્રાદિ દીઠા; દ્વાદશાંગી વરીઠા, ગુંથતાં ટાલે રીઠા; ભવિજન હોએ હીઠા, દેખી પુન્યે ગરીઠા ॥૩॥ સુર સમકિતવંતા, જેહ રીદ્ધે મહંતા; જેહ સજ્જન સંતા, ટાલિએ મુજ ચિંતા; જિનવર સેવંતા, વિઘ્નવારો દુરંતા; જિન ઉત્તમ થુણંતા, પદ્મને સુખ દિંતા ॥૪॥

ઇતિ શ્રી ઋષભદેવ સ્વામીનાં ચૈત્યવંદન, સ્તવન, અને સ્તુતિ સમાપ્ત.



## ૧ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી અજિતનાથ સ્વામીનું ચૈત્યવંદન.

આવ્યા વિજય વિમાનથી, નયરી અયોધ્યા ઠામ; માનવ ગણ રિખ રોહિણી, મુનિ જનના વિસરામ ॥ ૧ ॥ અજિતનાથ વૃષ રાશિએ, જન્મ્યા જગદાધાર; યોની ભુજં-

ગમ ભય હરુ, મૌને વર્ષ તે બાર ॥ ૨ ॥ સમપરણ તરુ હેઠલેએ, જ્ઞાન મહોત્સવ સાર; એક સહસરશું શિવ વસ્યા, વીર ધરે બહુ પ્યાર ॥૩॥

## ૨ અથ શ્રી પદ્મવિજયજી કૃત ચૈત્ય૦

અજિતનાથ પ્રભુ અવતર્યો, વનિતાનો સ્વામી; જિતશત્રુ વિજયા તણો, નંદન શિવગામી ॥ ૧ ॥ બોહોતેર લાખ પૂરવતણુ, પાલ્યું જેણે આય; ગજ લંછન લંછનનહિ, પ્રણમે સુર રાય ॥૨॥ સાડાચ્યારસે ધનુષનીએ, જિનવર ઉત્તમ દેહ; પાદ પદ્મ તસ પ્રણમીએ, જિમ લહિએ શીવ ગેહ ॥૩॥

## ૩ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચૈત્ય૦

સુદિ વૈશાખની તેરશે, ચવિયા વિજયંત; મહાસુદિ આઠમે જનમિયા, બીજા શ્રી અજિત ॥ ૧ ॥ માહાસુદી નોમે મુનિ થયા, પોસ ઇગ્યારસ; ઉજજલ ઉજજલ કેવલી, થયા અક્ષય કૃપારસ ॥૨॥ ચૈત્ર શુકલ પંચમી દિનેએ, પંચમ ગતિ લહ્યા જેહ; ધીર વિમલ કવિરાજનો, નય પ્રણમે ધરી નેહ ॥૩॥

## ૪ અથ શ્રી આનંદઘનજી કૃત શ્રી અજિતનાથ સ્વામીનું સ્તવન.

### રાગ આશાવરી.

મારૂં મન મોહ્યુંરે શ્રી વિમલાચલેરે એ દેશી
પંથડો નિહાળુંરે બીજા જિન તણોરે,
અજિત અજિત ગુણ ધામ; જે તેં જીત્યારે
તેણે હું જીતિયોરે, પુરૂષ કિશ્યું મુજ નામ
॥પંથડો૦ ॥૧॥ ચરમ નયણ કરી મારગ
જોવતો રે, ભૂલો સયલ સંસાર; જેણે નયણે
કરી મારગ જોઇએ રે, નયણ તે દીવ્ય વિ-
ચાર ॥પંથડો૦ ॥૨॥ પુરૂષ પરંપર અનુભવ
જોવતાંરે, અંધો અંધ પુલાય; વસ્તુ વિચારે
રે જો આગમે કરીરે, ચરણ ધરણ નહીં
ઠાય ॥પંથડો૦ ॥ ૩ ॥ તર્ક વિચારે રે વાદ
પરંપરા રે, પાર ન પહોંચે કોય; અભિમતે
વસ્તુ વસ્તુગતે કહે રે, તે વિરલા જગ જોય
॥પંથડો૦ ॥૪॥ વસ્તુ વિચારે રે દીવ્ય નયણ
તણોરે, વિરહ પડ્યો નિરધાર; તરતમ જોગે
રે તરતમ વાસના રે, વાસિત બોધ આધાર
॥પંથડો૦ ॥૫॥ કાલ લબ્ધિ લહી પંથ

નિહાલશું રે, એ આશા અવિલંબ; એ જન જીવે રે જિનજી જાણજો રે, આનંદઘન મત અંબ ॥પંથડો૦ ॥૬॥

## ૫ અથ શ્રી દેવચંદ્રજી કૃત સ્તવન.

દેખો ગતિ દૈવનીરે એ દેશી.

જ્ઞાનાદિક ગુણ સંપદારે, તુઝ અનંત અપાર; તે સાંભળતાં ઉપનીરે, રુચિ તેણે પાર ઉતાર; અજિત જિન તારજોરે, તારજો દીન દયાળ ॥અજિત ॥૧॥ એ આંકણી ॥ જે જે કારણ જેહનુંરે, સામગ્રી સંયોગ; મળતાં કારજ નીપજેરે, કર્ત્તા તણે પ્રયોગ ॥ અજિત ॥ ૨ ॥ કાર્ય સિદ્ધિ કર્ત્તા વસુરે, લહિ કારણ સંયોગ; નિજ પદ કારક પ્રભુ મિલ્યારે, હોય નિમિત્તહ ભોગ ॥ અજિત૦ ॥૩॥ અજકુલ ગત કેસરી લહેરે, નિજપદ સિંહ નિહાળ; તિમ પ્રભુ ભક્તે ભવિ લહે રે, આતમ શક્તિ સંભાળ ॥અજિત૦॥૪॥ કારણ પદ કર્ત્તાપણે રે, કરી આરોપ અભેદ; નિજપદ અરથી પ્રભુ થકી રે, કરે અનેક ઉમેદ ॥અજિત ॥૫॥ એહવા પરમાતમ પ્રભુ

રે,પરમાનંદ સ્વરૂપ; સ્યાદ્વાદ સત્તા રસી રે,આમલ અખંડ અનૂપ ॥અજિત૦ ॥૬॥ આરોપિત સુખ ભ્રમ ટલ્યોરે, ભાસ્યો અવ્યા બાધ; સમર્યું અભિલાષીપણુંરે, કર્તા સાધન સાધ્ય ॥અજિત૦ ॥ ૭ ॥ ગ્રાહકતા સ્વામિત્વતારે, વ્યાપક ભોક્તા ભાવ; કારણતા કારજ દશારે, સકલ ગ્રહ્યું નિજભાવ ॥અજિત૦ ॥૮॥ શ્રદ્ધા ભાસન રમણતારે, દાનાદિક પરિણામ; સકલ થયા સત્તારસી રે, જિનવર દરિસણ પામ ॥અજિત૦ ॥૯॥ તિણે નિર્યામક માહણોરે, વૈદ્ય ગોપ આધાર; દેવચંદ્ર સુખ સાગરૂરે, ભાવ ધરમ દાતાર ॥અજિત૦ ॥૧૦॥

## ૬ અથ શ્રી યશોવિજયજી કૃત સ્તવન.

### નિંદ્રડી વેરણ હોઈ રહી એ દેશી.

અજિત જિણંદશું પ્રીતડી, મુજ ન ગમે હો બીજાનો સંગ કે; માલતી ફુલે મોહીયો, કિમ બેસે હો બાવલ તરૂ ભ્રંગ કે ॥અજિત૦ ॥૧॥ ગંગા જલમાં જે રમ્યા, કિમ છિલ્લર હો રતિ પામે મરાલ કે; સરોવરજલધર જલ

વિના, નવિ ચાહે હો જગ ચાતક બાલ કે ॥અજિત૦ ॥૨॥ કોકિલ કલ કૂજિત કરે, પામી મંજરિ હો પંજરી રૂહુકાર કે; ઓછાં તરૂવર નવિ ગમે, ગિરૂઆશું હો હોયે ગુણનો પ્યાર કે ॥અજિત૦ ॥૩॥ કમલિની દિનકર કર ગ્રહે, વલી કુમુદિની હો ધરે ચંદશું પ્રીત કે; ગોરી ગિરીશ ગિરિધર વિના, નવિ ચાહે હો કમલા નિજ ચિત્ત કે ॥અજિત૦ ॥૪॥ તિમ પ્રભુશું મુઝ મન રમ્યું, બીજાશું હો નવિ આવે દાય કે; શ્રી નયવિજય વિબુધતણો, વાચક જસહો નિત નિત ગુણ ગાય કે ॥અજિત૦ ॥૫॥

## ૭ અથ શ્રી વિરવિજયજીકૃત શ્રી અજિતનાથ સ્વામીની સ્તુતિ.

જબ ગરભે સ્વામી, પામી વિજયા નારી
નીતે નિત્ય પેઉને, અક્ષક્રીડન હુંશિયાર;
તિણે નામ અજિતછે, દેશના અમૃત ધાર;
મહા જક્ષ અજિતા, વીર વિઘન અપહાર ૧

## અથ શ્રી પદ્મવિજયજી કૃત સ્તુતિ.

વિજયા સુત વંદો, તેજથી જ્યું દિણંદો

શીતલતાયે ચંદો, ધીરતાયે ગિરીદો; મુખ જેમ અરવિંદો, જાસ સેવે સુરિંદો; લહો પરમાનંદો, સેવના સુખ કંદો ॥૧॥

ઇતિ શ્રી અજિતનાથ સ્વામીનાં ચૈત્યવંદન, સ્તવન, અને સ્તુતિ સમાપ્ત.

## ૧ અથ શ્રી વિરવિજયજી કૃત શ્રી સંભવનાથ સ્વામીનું ચૈત્યવંદન.

સત્તમ ગ્રેવિજ ચવનછે, જનમ્યા મૃગશિર માંહિ, દેવ ગણે સંભવજિના, નમિયે નિત્ય ઉચ્છાહ ॥૧॥ સાવથ્થિપુરી રાજિયો, મિથુન-રાશી સુખકાર; પન્નાયોની પામીયા. યોની નિવારણ હાર ॥૨॥ ચૌદ વરસ છદમસ્થ-માંએ, નાણ શાલ તરૂ સાર; સહસ મુનીશું શિવ વર્યા, વીર જગત આધાર ॥૩॥

## ૨ અથ શ્રી પદ્મવિજયજી કૃત ચૈત્ય૦

સાવથ્થી નયરી ધણી, શ્રી સંભવનાથ; જિતારિ નૃપ નંદનો, ચલવે શિવ સાથ ॥૧॥ સેના નંદન ચંદને, પૂજો નવ અંગે;

અગ્યારસેં ધનુષ્યનું દેહિમાન, પ્રણમું મનરંગ ॥૨॥ સાઠલાખ પૂરવતણુંએ, જિનવર ઉત્તમ આય; તુરંગ લંછન પદ પદ્મમાં, નમતાં શિવ સુખ થાય ॥૩॥

## ૩ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચૈત્ય૦

સત્તમ ગ્રૈવેયક થકી, ચવીયા શ્રી સંભવ; ફાલ્ગુણ સુદિ આઠમ દિને, સુદિ ચૌદશ અભિનવ ॥૧॥ માગશીર માસે જનમીયા, તિણિ પુનમ સંજમ; કાત્તિકવદિ પાંચમ દિને, લહે કેવલ નિરૂપમ ॥૨॥ પંચમી ચૈત્રની ઉજલીએ, શિવ પહોતા જિનરાજ; જ્ઞાનવિમલ પ્રભુ પ્રણમતાં, શિઝે સઘલાં કાજ ॥૩॥

## ૪ અથ શ્રી આનંદઘનજી કૃત શ્રી સંભવનાથ સ્વામીનું સ્તવન.

### રાગ રામગ્રી.

રાતડી રમીને કિંહાથી આવિયારે એ દેશી.

સંભવદેવ તે ધુર સેવો સવેરે, લહિ પ્રભુ સેવન ભેદ; સેવન કારણ પહેલી ભૂમિકારે, અભય અદ્વેષ અખેદ ॥સંભવ૦ ॥૧॥ ભય ચંચલતા હો જે પરિણામની રે, દ્વેષ અરોચક

ભાવ; એહ પ્રવૃત્તિ હો કરતાં થાકીયેરે, દોષ અબોધ લખાવ ॥સંભવ૦ ॥ ૨ ॥ ચરમાવર્ત્ત હો ચરમ કરણ તથારે, ભવ પરિણતિ પરિપાક; દોષ ટલે વલિ દૃષ્ટિ ખુલે ભલીરે પ્રાપતિ પ્રવચન વાક ॥સંભવ૦ ॥ ૩ ॥ પરિચય પાતિક ઘાતિક સાધુશું રે, અકુશલ અપચય ચેત; ગ્રંથ અધ્યાતમ શ્રવણ મનન કરીરે, પરિશીલન નયહેત ॥સંભવ૦ ॥૪॥ કારણ જોગે હો કારજ નીપજેરે, એમાં કોઇ ન વાદ; પણ કારણ વિણ કારજ સાધીયેરે, એ નિજ મત ઉનમાદ ॥ સંભવ૦ ॥ ૫ ॥ મુગ્ધ સુગમ કરી સેવન આદરે રે, સેવન અગમ અનૂપ; દેજો કદાચિત સેવક યાચનારે, આનંદ ઘન રસ રૂપ ॥સંભવ૦ ॥૬॥

## ૫ અથ શ્રી દેવચંદ્રજી કૃત સ્તવન.

### ધણરા ઢોલા એ દેશી.

શ્રી સંભવજિન રાજજીરે, તાહરૂં અકલ સ્વરૂપ; જિનવર પૂજો, સ્વપર પ્રકાશક દિનમણિરે, સમતા રસનો ભૂપ ॥જિનવર૦ ॥૧॥ પૂજો પૂજોરે ભવિક જિન પૂજો, પ્રભુ

પૂજ્યા પરમાનંદ ॥જિન૦॥ એ આંકણી ॥ એવિસંવાદ નિમિત્તછોરે, જગત જંતુ સુખકાજ ॥જિન૦॥ હેતુ સત્ય બહુ માનથીરે, જિન સેવ્યાં શિવરાજ ॥જિન૦ ॥૨॥ ઉપાદાન આતમ સહીરે, પુષ્ટાલંબન દેવ ॥ જિન૦ ઉપાદાન કારણ પણેરે, પ્રગટ કરે પ્રભુ સેવ ॥ જિન૦ ॥ ૩ ॥ કાર્ય ગુણ કારણપણેરે, કારણ કાર્ય અનૂપ ॥જિન૦॥ સકલ સિદ્ધતા તાહરીરે, માહારે સાધન રૂપ ॥ જિન૦ ॥૪॥ એકવાર પ્રભુ વંદનારે, આગમ રીતે થાય ॥ જિન૦॥ કારણ સત્યે કાર્યનીરે, સિદ્ધિ પ્રતીતિ કરાય ॥ જિન૦ ॥૫॥ પ્રભુપણે પ્રભુ ઓાલખીરે, અમલ વિમલ ગુણ ગેહ ॥જિન૦॥ સાધ્ય દૃષ્ટિ સાધકપણેરે, વંદે ધન્ય નર તેહ ॥જિન૦ ॥ ૬ ॥ જન્મ કૃતારથ તેહનારે, દિવસ સફલ પણ તાસ ॥જિન૦॥ જગત શરણ જિન ચરણનેરે, વંદે ધરિય ઉલ્લાસ ॥ જિન૦ ॥૭॥ નિજ સત્તા નિજ ભાવથીરે, ગુણ અનંતનું ઠાણ ॥જિન૦॥ દેવચંદ્ર જિન રાજજીરે, શુદ્ધ સિદ્ધ સુખ ખાણ ॥જિના૮॥

---

## ૬ અથ શ્રી યશોવિજયજી કૃત સ્તવન.

મન મધુકર મોહી રહ્યો એ દેશી.

સંભવ જિનવર વીનતી, અવધારો ગુણ ગ્યાતારે; ખામી નહી મુઝ ખિજમતે, કદીય હોશો ફલદાતારે ॥સંભવ૦ ॥૧॥ કરજોડી ઉભો રહું, રાત દિવસ તુમ ધ્યાનોરે; જો મનમાં આણો નહીં, તો શું કહીએ છાનોરે ॥સંભવ૦ ॥૨॥ ખોટ ખજાને કો નહીં, દીજે વંછિત દાનોરે; કરૂણા નજર પ્રભુજી તણી, વાધે સેવક વાનોરે ॥સંભવ૦ ॥૩॥ કાલ લબ્ધ નહિં મતિ ગણો, ભાવ લબ્ધ તુમ હાથેરે; લડથડતું પણ ગય બચ્યું, ગાજે ગયવર સાથેરે ॥સંભવ૦ ॥૪॥ દેશો તો તુમહી ભલું, બીજા તો નવિ જાચુંરે; વાચક યશ કહે સાંઇશું, ફલશે એ મુઝ સાચુંરે ॥સંભવ૦ ॥૫॥

## ૭ અથ શ્રી વિરવિજયજી કૃત શ્રી સંભવનાથ સ્વામીની સ્તુતિ.

સંભવ સ્વામી સેવીયે, ધન સજ્જન દીહા, જિન ગુણ માલા ગાવતા, ધન્ય તે-

હુની જીહ્વા; વયણ સુગંગ તરંગમાં, ન્હાતાં શિવ ગેહી; ત્રિમુખ સુદુરિ તારીકા, શુભ વીર સનેહી ॥૧॥

## ૮ અથ શ્રી પદ્મવિજયજી કૃત શ્રી સંભવનાથ સ્વામીની સ્તુતિ.

સંભવ સુખદાતા, જેહ જગમાં વિખ્યાતા; ષટ જીવોના ત્રાતા, આપતા સુખશાતા માતાને ભ્રાતા, કેવલ જ્ઞાન જ્ઞાતા; દુઃખ દોહગ ત્રાતા, જાસ નામે પલાતા ॥૧॥

ઇતિ શ્રી સંભવનાથ સ્વામીનાં ચૈત્યવંદન, સ્તવન, અને સ્તુતિ સમાપ્ત.

---

## ૧ અથ શ્રી વિરવિજયજી કૃત શ્રી અભિનંદન સ્વામીનું ચૈત્યવંદન.

ચવ્યા જયંત વિમાનથી, અભિનંદન જિનચંદ; પુનર્વસુમાં જનમિયા, શશિમિથુન સુખકંદ ॥ ૧ ॥ નયરી અયોદ્ધાનો ધણી, યોનીવર મંજાર; ઉગ્ર વિહારે તપ તપ્યા, ભૂતલ વરસ અઢાર ॥૨॥ વલી રાયણ પાદપ

તલેએ, વિમલ નાણ ગણદેવ; મોક્ષ સહુ મુનિશું ગયા, વીર કરે નિત્ય સેવ ॥૩॥

## ૨ અથ શ્રી પદ્મવિજયજી કૃત ચૈત્ય૦

નંદન સંવર રાયનો, ચોથા અભિનંદન; કપી લંછન વંદન કરો, ભવદુઃખ નિકંદન ॥૧॥ સિદ્ધારથ જસ માવડી, સિદ્ધારથ જસ રાય; સાઢાત્રણસે ધનુષ્ય માન, સુંદર જસ કાય ॥૨॥ વનીતા વાસી વંદીએ, આયુલખ પંચાસ; પૂરવ તસ પદ પદ્મને, નમતાં શીવપુર વાસ ॥૩॥

## ૩ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચૈત્ય૦

જયંત વિમાન થકી ચવ્યા, અભિનંદન રાયા, વૈશાખ સુદિ ચોથિમાધ, શુદિ બીજે જાયા ॥૧॥ મહાસુદિ બારશે ગ્રહીય દીક્ષા, પોશીસુદિ ચઉદશ; કેવળ શુદિ વૈશાખની આઠમે શિવસુખ રસ ॥૨॥ ચૌથા જિનવરને નમીએ, ચઉગતિ ભ્રમણ નીવાર; જ્ઞાનવિમલ ગણપતિ કહે, જિન ગુણનો નહીં પાર ॥૩॥

# ૪ અથ શ્રી આનંદઘનજી કૃત શ્રી અભિનંદન સ્વામીનું સ્તવન.

રાગ ધન્યાશ્રી સિંધુઓ.

આજ નિહેજોરે દીસે નાહલો એ દેશી.

અભિનંદન જિન દરિસણ તરસીયે, દરિસણ દુર્લભ દેવ; મત મત ભેદેરે જો જઇ પૂછીયે. સહુ થાપે અહમેવ ॥અભિનંદન૦ ॥૧॥ સામાન્યે કરી દરિસણ દોહેલું, નિર્ણય સકલ વિશેષ; મદમેં ઘેર્યોરે આંધો કેમ કરે, રવિશશિ રૂપ વિલેખ ॥અભિ૦ ॥૨॥ હેતુ વિવાદે હો ચિત ધરી જોઇએ, અતિ દુર્ગમ નયવાદ; આગમવાદે હો ગુરૂગમ કો નહીં; એ સબલો વિખવાદ ॥અભિ૦ ॥૩॥ ઘાતી ડુંગર આડા અતિ ઘણા, તુઝ દરિસણ જગનાથ; ધીઠાઈ કરી મારગ સંચરૂં, સેંગૂ કોઈ ન સાથ ॥અભિ૦ ॥૪॥ દરિસણ દરિસણ રટતો જો ફરૂં, તો રણ રોઝ સમાન; જેહને પીપાસા હો અમૃત પાનની, કિમ ભાંજે વિષપાન॥અભિ૦ ॥૫॥ તરષ નઆવે હો મરણ જીવન તણો, સીઝે જો દરિસણ

આજ; દરિસણ દુર્લભ સુલભ કૃપા થકી, આનંદઘન મહારાજ ॥અભિ૦ ॥૬॥

## ૫ અથ શ્રી દેવચંદજી કૃત સ્તવન.

### બ્રહ્મચરિજ પદ પૂજીયે એ દેશી.

કયું જાણું કયું બની આવશે, અભિનંદન રસ રીતિ હો મિત્ત; પુદ્ગલ અનુભવ ત્યાગથી, કરવી જસુ પરતીત હો મિત્ત ॥કયું૦ ॥૧॥ પરમાતમ પરમેશ્વરૂ, વસ્તુગતે તે અલિપ્ત હો મિત્ત; દ્રવ્યે દ્રવ્ય મિલે નહીં, ભાવે તે અન્ય અવ્યાપ્ત હો મિત્ત ॥કયું૦૨॥ શુદ્ધ સ્વરૂપ સનાતનો, નિર્મલ જે નિ:સંગ હો મિત્ત; આતમ વિભૂતિ પરિણમ્યો, ન કરે તે પરસંગ હો મિત્ત ॥કયું૦ ૩॥ પણ જાણું આગમ બલે, મિલવુ તુમ પ્રભુ સાથ હો મિત્ત; પ્રભુ તો સ્વસંપત્તિમયી, શુદ્ધ સ્વરૂપનો નાથ હો મિત્ત ॥કયું૦ ૪॥ પર પરિણામિક્તા અછે, જે તુઝ પુદ્ગલ જોગ હો મિત્ત; જડ ચલ જગની એંઠનો, ન ઘટે તુઝને ભોગ હો મિત્ત ॥કયું૦૫॥ શુદ્ધ નિમિત્તી પ્રભુ ગ્રહો, કરી અશુદ્ધ પર હેય હો મિત્ત; આત્માલંબી ગુણ લહી, સહુ સાધ-

કનો ધ્યેય હો મિત્ત ॥કયું૦ ૬॥ જિમ જિ-
નવર આલંબને, વધે સધે એક તાન હો
મિત્ત;તિમ તિમ આત્માલંબની, ગ્રહે સ્વ-
રૂપ નિદાન હો મિત્ત ॥કયું૦ ૭॥ સ્વ સ્વરૂપ
એકત્વતા, સાધે પુર્ણાનંદ હો મિત્ત; રમે
ભોગવે આતમા, રત્નત્રયી ગુણ વૃંદ હો
મિત ॥ કયું૦ ૮ ॥ અભિનંદન અવલંબને,
પરમાનંદ વિલાસ હો મિત્ત; દેવચંદ્ર પ્રભુ
સેવના, કરિ અનુભવ અભ્યાસ હો મિત્ત
॥ કયું૦ ૯ ॥

## ૬ અથ શ્રી યશોવિજયજી કૃત સ્તવન.

### સુણજો હો પ્રભુ૦ એ દેશી.

દીઠી હો પ્રભુ, દીઠી જગ ગુરૂ તુઝ;મૂરતિ
હો પ્રભુ, મૂરતિ મોહન વેલડીજી;મીઠી હો
પ્રભુ, મીઠી તાહરી વાણી; લાગે હો પ્રભુ,
લાગે જેસી સેલડીજી ॥૧॥ જાણું હો પ્રભુ,
જાણુ જન્મ કયથ્થ; જોઉં હો પ્રભુ, જોઉં
તુમ સાથે મિલ્યોજી; સુરમણિ હો પ્રભુ,
સુરમણિ પામ્યો હથ્થ; આંગણે હો પ્રભુ,
આંગણે મુઝ સુરતરૂ ફલ્યોજી ॥૨॥ જાગ્યાં

હો પ્રભુ, જાગ્યાં પુણ્ય અંકૂર; માગ્યા હો પ્રભુ, મુહ માગ્યા પાસા ઢલ્યાજી; વૂઠા હો પ્રભુ, વૂઠા અમિરસ મેહ; નાઠા હો પ્રભુ, નાઠા અશુભ શુભ દિન વલ્યાજી ॥૩॥ ભૂખ્યાં હો પ્રભુ, ભૂખ્યાં મલ્યાં ઘૃત પૂર; તરસ્યાં હો પ્રભુ, તરસ્યાં દિવ્ય ઉદક મિલ્યાંજી; થાક્યાં હો પ્રભુ, થાક્યાં મિલ્યા સુખપાલ; ચાહતાં હો પ્રભુ, ચાહતાં સજન હેજે હલ્યાજી ॥ ૪ ॥ દીવો હો પ્રભુ, દીવો નિશાવિન ગેહ; સાથી હો પ્રભુ, સાથી થલે જલનૌકા મલિજી; કલિજુગે હો પ્રભુ, કલિજુગે દુલ્લહો મુઝ; દરિસન હો પ્રભુ, દરિસન લહ્યું આશા ફલીજી ॥ ૫ ॥ વાચક હો પ્રભુ, વાચક યશ તુમ દાસ; વીનવે હો પ્રભુ, વીનવે અભિનંદન સુણોજી; કહિયે હો પ્રભુ, કહિયે મ દેશો છેહ; દેજો હો પ્રભુ, દેજો સુખ દરિસણ તણોજી ॥૬॥

## ૭ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી અભિનંદન સ્વામીની સ્તુતિ.

અભિનંદન ગુણ માલિકા, ગાવતી અમ-

રાલિકા; કુમતકી પરજાલિકા, શિવ વહુવર માલિકા; લગે ધ્યાનકી તાલિકા, આગમની પરનાલિકા; ઇન્દ્રે સુર બાલિકા, વીર નમે નિત્ય કાલિકા ॥૧॥

## ૮ અથ શ્રી પદ્મવિજયજી કૃત સ્તુતિ.

સંવર સુત સાચો, જાસ સ્યાદ્વાદ વાચો; થયો હીરો જાચો, મોહને દેઈ તમાચો; પ્રભુ ગુણ ગણ માચો, એહને ધ્યાને રાચો; જીન પદ સુખ ચાખો, ભવ્ય પ્રાણી નીકાવો॥૧॥

ઇતિ શ્રી અભિનંદન સ્વામીનાં ચૈત્યવંદન, સ્તવન, અને સ્તુતિ સમાપ્ત.

---

## ૧ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી સુમતિનાથ સ્વામીનું ચૈત્યવંદન.

સુમતિ જયંત વિમાનથી, રહ્યા અયોદ્ધા ઠામ; રાક્ષસગણ પંચમ પ્રભુ, સિંહરાસી ગુણ ધામ ॥૧॥ મઘા નક્ષત્રે જનમિયા, મુષક યોની જગદીશ; મોહરાય સંગ્રામમાં, વરસ ગયાં છવ્વીસ ॥ ૨ ॥ ઝીત્યો પ્રીયંગુ તરૂ તલેએ, સહસ મુનિ પરિવાર; અવિ-

નારીશી પદવી વર્યા, વીર નમે સોવાર ॥૩॥

## ૨ અથ શ્રી પદ્મવિજયજી કૃત ચૈત્ય૦

સુમતિનાથ સુહંકરૂ, કોશલ્લા જસ નયરી; મેઘરાય મંગલા તણા, નંદન જિત વયરી ॥૧॥ ક્રૌચ લંછન જિનરાજીયો ત્રણસે ધનુષની દેહ; ચાલીસ લાખ પૂરવતણું, આયુ અતિ ગુણ ગેહ ॥૨॥ સુમતિ ગુણે કરી જે ભર્યાએ, તર્યા સંસાર અગાધ; તસ પદ પદ્મ સેવા થકી, લહો સુખ અવ્યાબાધ ॥૩॥

## ૩ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચૈત્ય૦

શ્રાવણ સુદ બીજે ચવ્યા, મેહેલીને જયંત; પંચમી ગતિ દાયક નમુ, પંચમ જિન સુમતિ ॥૧॥ સુદિ વૈશાખની આઠમે, જનમ્યા તેમ સંયમ; સુદિ નવમી વૈશાખની, નિરૂપમ જસ સમદમ ॥૨॥ ચૈત્ર ઈગ્યારશ ઉજલીએ, કેવલ પામે દેવ; શિવ પામ્યા તિણ નવમીએ, નય કહે કરો તસ સેવ॥૩॥

## ૪ અથ શ્રી આનંદઘનજી કૃત સ્તવન.

રાગ વસંત, તથા કેદારો.

સુમતિ ચરણ કજ આતમ અરપણ, દ-

રપણ જિમ અવિકાર; સુગ્યાની મતિ ત-
રપણ બહુ સમ્મત જાણિયે, પરિસર પણ
સુવિચાર ॥સુગ્યાની સુમતિ૦ ॥૧॥ ત્રિવિધ
સકલ તનુધર ગત આતમા, બહિરાતમ
ધુરી ભેદ ॥સુ૦॥ બીજો અંતર આતમ તી-
સરો, પરમાતમ અવિચ્છેદ ॥સુ૦ સુમતિ૦
॥૨॥ આતમ બુદ્ધે કાયાદિકે ગ્રહ્યો, બહિરા-
તમ અઘરૂપ ॥સુ૦॥ કાયાદિકનો હો સાખી
ધર રહ્યો, અંતર આતમ રૂપ ॥સુ૦ સુ-
મતિ૦ ॥ ૩ ॥ જ્ઞાનાનંદે હો પૂરણ પાવનો,
વર્જિત સકલ ઉપાધિ ॥સુ૦॥ અતીંદ્રિય ગુણ
ગણ મણિ આગરૂ, એમ પરમાતમ સાધ
॥સુ૦ સુમતિ૦ ॥૪॥ બહિરાતમ તજી અંતર
આતમા, રૂપ થઇ થિર ભાવ ॥સુ૦॥ પરમા-
તમનું હો આતમ ભાવવું, આતમ અર્પણ
દાવ ॥સુ૦ સુમતિ૦ ॥ ૫ ॥ આતમ અર્પણ
વસ્તુ વિચારતાં, ભરમ ટલે મતિ દોષ ॥સુ૦॥
પરમ પદારથ સંપતિ સંપજે, આનંદઘન
રસ પોષ ॥સુ૦ સુમતિ૦ ॥૬॥

# ૫ અથ શ્રી દેવચંદ્રજી કૃત શ્રી સુમતિનાથ સ્વામીનું સ્તવન.

## દેશી. કડખાની.

અહો શ્રી સુમતિ જિન શુદ્ધતા તાહરી, સ્વગુણ પર્યાય પરિણામ રામી; નિત્યતા એકતા અસ્તિતા ઈતરયુત, ભોગ્ય ભોગી થકો પ્રભુ અકામી ॥અહો૦ ॥૧॥ ઉપજે વ્યય લહે તહવિ તેહવો રહે, ગુણ પ્રમુખ બહુલતા તહવિ પિંડી; આત્મભાવે રહે અપરતા નવિ ગ્રહે, લોક પ્રદેશ મિત પણ અખંડી ॥અહો૦ ॥ ૨ ॥ કાર્ય કારણપણે પરિણમે તહવિ ધ્રુવ, કાર્ય ભેદે કરે પણ અભેદી; કર્તૃતા પરિણમે નવ્યતા નવિ રમે, સકલવેત્તા થકો પણ અવેદી ॥અહો૦ ॥૩॥ શુદ્ધતા બુદ્ધતા દેવ પરમાત્મતા, સહજ નિજ ભાવ ભોગી અયોગી; સ્વપર ઉપયોગિ તાદાત્મ્ય સત્તારસી. શક્તિ પ્રયુંજતો ન પ્રયોગી ॥ અહો૦ ॥૪॥ વસ્તુ નિજ પરિણતે સર્વ પરિણામકી એટલે કોઈ પ્રભુતા ન પામે; કરે જાણે રમે અનુભવે તે પ્રભુ, તત્ત્વ સ્વામિત્વ શુચિ તત્વ

ધામે ॥અહો૦॥૫॥ જીવ નવિ પુગ્ગલી નૈવ પુ-
ગ્ગલ કદા,પુગ્ગલાધાર નહી તાસ રંગી;પરતણો
ઈશ નહી અપર ઐશ્વર્યતા, વસ્તુ ધર્મે કદા
ન પરસંગી ॥અહો૦॥૬॥ સંગ્રહે નહી આપે
નહી પરભણી, નવિ કરે આદરે ન પર રાખે;
શુદ્ધ સ્યાદ્વાદ નિજ ભાવ ભોગીજિકે, તેહ
પરભાવને કેમ ચાખે ॥અહો૦॥૭॥ તાહરી
શુદ્ધતા ભાસ આશ્ચર્યથી, ઉપજે રૂચિ તેણે
તત્વ ઈહે; તત્વરંગી થયો દોષથી ઉભગ્યો,
દોષ ત્યાગે ઢલે તત્વ લીહે ॥અહો૦ ॥ ૮ ॥
શુદ્ધ માર્ગે વધ્યો સાધ્ય સાધન સધ્યો, સ્વા-
મી પ્રતિછંદે સત્તા આરાધે;આત્મ નિષ્પત્તિ
તિમ સાધના નવિ ટકે, વસ્તુ ઉત્સર્ગ આ-
તમ સમાધે ॥ અહો૦ ॥ ૯ ॥ માહરી શુદ્ધ
સત્તા તણી પૂર્ણતા, તેહનો હેતુ પ્રભુ તુહિં
સાચો; દેવચંદ્રે સ્તવ્યો મુનિગુણે અનુભવ્યો.
તત્વ ભક્તે ભવિક સકલ રાચો અહો૦ ૧૦

## ૬ અથ શ્રી યશોવિજયજી કૃત.

### ઝાંઝરીયા મુનિવરની દેશી.

સુમતિનાથ ગુણશું મિલીજી, વાધે સુઝ

મન પ્રીતિ; તેલ બિંદુ જિમ વિસ્તરેજી, જલ માંહે ભલિ રીતિ; સોભાગી જિનશું લાગ્યો અવિહડ રંગ ॥૧॥ સજ્જનશું જે પ્રીતડીજી, છાની તે નરખાય; પરિમલ કસ્તૂરી તણોજી, મહિ માંહે મહકાય ॥ સોભાગી૦ ॥૨॥ આંગલિયે નવિ મેરૂ ઢંકાયે, છાબડિયે રવિ તેજ; અંજલીમાં જિમ ગંગ ન માયે, મુઝ મન તિમ પ્રભુહેજ ॥સોભાગી૦ ॥૩॥ હુઓ છિપે નહિ અધર અરૂણ, જિમ ખાતાં પાન સુરંગ; પીવત ભર ભર પ્રભુ ગુણ પ્યાલા, તિમ મુઝ પ્રેમ અભંગ ॥ સોભાગી૦ ॥૪॥ ઢાંકી ઇક્ષુપલાલશુંજી, ન રહે લહિ વિસ્તાર; વાચક યશ કહે પ્રભુતણોજી, તિમ મુઝ પ્રેમ પ્રકાર ॥સોભાગી૦ ॥૫॥

## ૭ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી સુમતિનાથ સ્વામીની સ્તુતિ.

સુમતિ સ્વર્ગ દિયે અસુમંતને, મણત મોહ નહીં ભગવંતને; પ્રગટ જ્ઞાન વરી શિવ બાલિકા, તુંબરૂ વીર નમે મહાકાલિકા ॥૧॥

## ૮ અથ શ્રી પદ્મવિજયજી કૃત.

સુમતિ સુમતિ દાઇ, મંગલા જાસ માઇ; મેરૂને રાઈ, ઉર એહુને તુલાઈ; ક્ષય કીધાં ઘાઇ, કેવલજ્ઞાન પાઇ, નહિ ઉણીમ કાંઇ સેવીયે એ સદાઇ ॥૧॥

ઇતિ શ્રી સુમતિનાથ સ્વામીનાં ચૈત્યવંદન, સ્તવન, અને સ્તુતિ સમાપ્ત.

---

## ૧ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી પદ્મપ્રભ સ્વામીનું ચૈત્યવંદન.

ગ્રૈવેયક નવમે થકી, કોસંબી ઘરવાસ; રાક્ષસ ગણ નક્ષત્તરૂ, ચિત્રા કન્યારાશિ ॥૧॥ વૃક યોની પદ્મપ્રભુ, છદ્‌મસ્થા ષટ્‌માસ; તરૂ છત્રૌઘે કેવલી, લોકા લોક પ્રકાશ ॥૨॥ ત્રિણ અધિક શત આઠસ્યુંએ, પામ્યા અવિચલ ધામ; વીર કહે પ્રભુ માહરે, ગુણશ્રેણી વિશ્રામ ॥૩॥

## ૨ અથ શ્રી પદ્મવિજયજી કૃત ચૈત્યવંદન.

કોશંબી પુરી રાજીયો, ધર નરપતિ તાય; પદ્મપ્રભુ પ્રભુતા મઈ, સુશીમા જસમાય

॥ ૧ ॥ ત્રીસ લાખ પૂરવતણું, જિન આયુ પાલી; ધનુષ અઢીસે દેહડી, સવિ કર્મને ટાલી ॥૨॥ પદ્મલંછન પરમેસરૂએ, જિનપદ પદ્મની સેવ; પદ્મવિજય કહે કીજીયે, ભવિ જન સહુ નિત્યમેવ ॥૩॥

### ૩ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચૈત્ય૦

નવ ગ્રૈવેયકથી ચવી, માહાવદિ છઠી દીવસે; કારતગ વદિ બારશે જનમ, સૂરનર સવિ હરસેય ॥૧॥ વદિ તેરશ સંયમ ગ્રહેએ, પદ્મપ્રભ સ્વામી; ચૈત્રી પુનમ કેવલી, વલી શીવ ગતિ પામી ॥૨॥ માગશર વદિ ઇગ્યારશેએ, રકત કમલ સમવાન; નય વિમલ જિનરાયનું ધરીએ નિરમલ ધ્યાન ॥૩॥

### ૪ અથ શ્રી આનંદઘનજી કૃત શ્રી પદ્મપ્રભ સ્વામીનું સ્તવન.

રાગ મારૂ તથા સિંધુઓ.

ચાંદલિયા સંદેશો કહેજે મહારા કંતનેરે દેસી

પદ્મપ્રભ જિન તુઝ મુઝ આંતરૂરે, કિમ ભાજે ભગવંત; કર્મ વિપાકે કારણ જોઇને રે, કોઈ કહે મતિમંત ॥ પદ્મપ્રભ૦ ॥૧॥ પ-

થઈ ઠિઈ અણુ ભાગ પ્રદેશથીરે, મુલ ઉત્તર બહુ ભેદ; ઘાતી અઘાતી હો બંધૂદય ઉદીરણારે, સત્તા કર્મ વિચ્છેદ ॥પદ્મપ્રભ૦ ॥૨॥ કનકોપલવત્ પયડિ પુરૂષ તણીરે, જોડી અનાદી સ્વભાવ; અન્ય સંજોગી જિહાં લગે આતમારે, સંસારી કહેવાય ॥પદ્મપ્રભ૦॥૩॥ કારણ જોગે હો બંધે બંધનેરે, કારણ મુગતિ મૂકાય; આશ્રવ સંવર નામ અનુક્રમેરે, હેય ઉપાદેય સુણાય પદ્મપ્રભ૦ ॥૪॥ મુંજન કરણે હો અંતર તુઝ પડયોરે, ગુણ કરણે કરીભંગ; ગ્રંથ ઉકતે કરી પંડિતજન કહ્યોરે, અંતર ભંગ સુઅંગ ॥પદ્મપ્રભ૦ ॥૫॥ તુઝ મુઝ અંતર અંતર ભાંજશેરે, વાજશે મંગલ તૂર; જીવ સરોવર અતિશય વાધશેરે, આનંદઘન રસપૂર પદ્મપ્રભ૦ ॥૬॥

## ૪ અથ શ્રી દેવચંદ્રજી કૃત સ્તવન.

હું તુજ આગલ શી કહું કેશરીયા લાલ એ દેશી.

શ્રી પદ્મપ્રભ જિન ગુણ નિધિરે લાલ, જગ તારક જગદીશરે, વાલ્હેસર, જિન ઉપગાર થકી વહેરે લાલ, ભવિજન સિદ્ધિ

જગીસરે ॥વાલ્હેસર ॥૧॥ દરિસણ મુઝ વાલહું રે લાલ, દરિસણ શુદ્ધ પવિત્તરે વા૦॥ દર્શન શબ્દ નયે કરેરે લાલ, સંગ્રહ એવંભૂતરે ॥વા૦ ॥તુ૦.॥૨॥ બીજે વૃક્ષ અનંતતારે લાલ, પસરે ભૂ જલ યોગરે વા૦॥ તિમ મુઝ આતમ સંપદારે લાલ, પ્રગટે પ્રભુ સંયોગરે ॥વા૦ ॥તુ૦ ॥૩॥ જગતજંતુ કારજ રૂચીરે લાલ, સાધે ઉદયે ભાનુરે વા૦॥ ચિદાનંદ સુવિલાસતારે લાલ, વાધે જિનવર ઝાણરે ॥વા૦ ॥તુ૦ ॥૪॥ લબ્ધિ સિદ્ધિ મંત્રાક્ષરે રે લાલ, ઉપજે સાધક સંગરે વા૦॥ સહજ અધ્યાતમ તત્વતારે લાલ, પ્રગટે તત્વી રંગરે વા૦॥ ॥તુ૦ ॥૫॥ લોહ ધાતુ કંચન હુવેરે લાલ, પારસ ફરસન પામિરે વા૦॥ પ્રગટે અધ્યાતમ દશારે લાલ, વ્યક્ત ગુણી ગુણ ગ્રામરે ॥વા૦ ॥તુ૦ ॥૬॥ આતમ સિદ્ધિ કારજ ભણીરે લાલ, સહજ નિયામક હેતુરે વા૦॥ નામાદિક જિનરાજનારે લાલ, ભવસાગર માંહે સેતુરે ॥વા૦ ॥તુ૦ ॥૭॥ સ્થંભન ઇંદ્રિય યોગનોરે લાલ, રક્ત વરણ ગુણ રાયરે ॥વા૦ દેવચંદ્ર વૃંદે સ્ત-

વ્યોરે આપ અવર્ણ અકાયરે ॥વા૦॥ તુ૦॥૮॥

## ૬ અથ શ્રી યશોવિજયજી કૃત સ્તવન.

સહજ સલુણા હો સાધુજી એ દેશી.

પદ્મપ્રભ પ્રભુજિન જઈ અલગા રહ્યા, જિહાંથી નાવે લેખોજી; કાગલને મશિ તિહાં નવિ સંપજે, ન ચલે વાટ વિશેષોજી; સુગુણ સનેહારે કદિય ન વિસરે; એ આંકણી ॥૧॥ ઇહાંથી તિહાં જઈ કોઈ આવે નહી, જેહ કહે સંદેશોજી; જેહનું મિલવું રે દોહિલું તેહશું, નેહ તે આપ કિલેશોજી ॥સુગુણ૦ ॥૨॥ વીતરાગશું રે રાગ તે એક પખો, કીજે કવણ પ્રકારોજી; ઘોડા દોડે રે સાહેબ વાજમાં, મન નાણે અસવારોજી રે ॥સુગુણ૦ ॥૩॥ સાચી ભક્તિરે ભાવન રસ કહ્યો, રસ હોય તિહાં દોય રીજેજી; હોડા હોડેરે બિહું રસરીજથી, મનના મનોરથ સીઝેજી ॥સુગુણ૦ ॥૪॥ પણ ગુણવંતારે ગોઠે ગાજિયે, મોહોટા તે વિશ્રામજી; વાચકયશ કહે એહજ આશરે, સુખ લહુ ઠામોઠામજી ॥સુગુણ૦ ॥૫॥

## ૭ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી પદ્મપ્રભ સ્વામીની સ્તુતિ.

પદ્મપ્રભુહુત છદ્મસ્થ અવસ્થા, શિવ-
સદ્મ સિદ્ધા અરૂસ્થા; નાણને દંસણ દોય
વિલાસી, વીર કુસુમ શ્યામા જિનપાસી ॥

## ૮ અથ શ્રી પદ્મવિજયજી કૃત સ્તુતિ.

અઢીસે ધનુષ કાયા, ત્યકત મદ મોહ મા-
યા; સુસીમાજસ માયા શુકલ જે ધ્યાન
ધ્યાયા, કેવલ વર પાયા ચામરાદિ ધરાયા;
સેવે સુર રાયા, મોક્ષ નગરે સધાયા ॥ ૧ ॥

ઈતિ શ્રી પદ્મપ્રભ સ્વામીનાં ચૈત્યવંદન,
સ્તવન, અને સ્તુતિ સમાપ્ત.

---

## ૧ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી સુપાર્શ્વનાથ સ્વામીનું ચૈત્યવંદન.

ગ્રેવિજ છઠેથી ચવ્યા, વાણારશી પુરીવાસ;
તુલા વૈશાખા જનમિયા, તપ તપિયા નવ
માસ ॥૧॥ ગણ રાક્ષસ વૃકયોનિએ, શોભે
સ્વામી સુપાસ; સરિસ તરૂ તલે કેવલી,

જ્ઞેય અનંત વિલાસ ॥૨॥ મહાનંદ પદવી લહીએ, પામ્યા ભવનો પાર; શ્રી શુભવીર કહે પ્રભુ, પંચસયાં પરિવાર ॥૩॥

## ૨ અથ શ્રી પદ્મવિજયજી કૃત ચૈત્ય૦

શ્રી સુપાસ જિણંદ, પાસ ટાલો ભવકેરો પૃથ્વી માતા ઉરે, જયો તે નાથ હમેરો ॥૧॥ પ્રતિષ્ઠિત સુત સુંદરૂં, વાણારશી રાય; વીશ લાખ પૂરવતણું, પ્રભુજિનું આય ॥૨॥ ધનુષ બસે જિન દેહડીએ, સ્વસ્તિક લંછન સાર; પદ પદ્મે જસ રાજતો, તાર તાર ભવતાર ॥૩॥

## ૩ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચૈત્યવંદન.

છઠ્ઠા ગ્રૈવેયકથી ચવ્યા, જિનરાજ સુપાસ; ભાદ્રવા વદિની આઠમે, અવતરીયા ખાસ ॥૧॥ જેઠ શુકલ બારશે જણ્યા, તસ તેરશે સંયમ; ફાગુણવદિ છઠે કેવલી, શિવ લહે તસ સત્તમિ ॥૨॥ સત્તમ જિનવર નામથી એ, સાતે ઇત સમંત; જ્ઞાનવિમલ સૂરિ નિત્ય લહે, તેજ પ્રતાપ મહંત ॥૩॥

# ૪ અથ શ્રી આનંદઘનજી કૃત શ્રી સુપાર્શ્વનાથ સ્વામીનું સ્તવન.

રાગ સારંગ તથા મલ્હાર લલનાની દેશી.

શ્રી સુપાસજિન વંદિયે, સુખ સંપતિને હેતુ; લલના૦॥ શાંતિ સુધારસ જલનિધિ, ભવસાગર માંહે સેતુ ॥લલના શ્રીસુપાસ૦ ॥૧॥ સાત મહા ભય ટાલતો, સપ્તમ જિન વર દેવ લ૦॥ સાવધાન મનસા કરી, ધારો જિનપદ સેવ ॥લ૦ શ્રીસુ૦ ॥૨॥ શિવશંકર જગદીશ્વરૂ, ચિદાનંદ ભગવાન લ૦॥ જિન અરિહા તીર્થંકરૂ, જ્યોતિ સરૂપ અસમાન ॥લ૦ શ્રીસુ૦ ॥૩॥ અલખ નિરંજન વચ્છલુ, સકલ જંતુ વિશરામ લ૦ ॥ અભય દાન દાતા સદા, પૂરણ આતમરામ લ૦॥ શ્રીસુ૦ ॥૪॥ વીતરાગ મદ કલ્પના, રતિ અરતિ ભય શોગ લ૦॥ નિદ્રા તંદ્રા દુરદશા, રહિત અબાધિત યોગ ॥ લ૦ શ્રીસુ૦ ॥ ૫ ॥ પરમ પુરૂષ પરમાતમા, પરમેશ્વર પરધાન લ૦ ॥ પરમ પદારથ પરમેષ્ઠી, પરમદેવ પરમાન ॥લ૦ શ્રીસુ૦ ॥૬॥ વિધિ વિરંચિ વિશ્વંભરૂ

ઋષીકેશ જગનાથ લ૦॥ અઘહર અઘ મો-
ચન ધણી, મુક્તિ પરમપદ સાથ ॥લ૦ શ્રી
સુ૦ ॥૭॥ એમ અનેક અભિધા ધરે, અ-
નુભવ ગમ્ય વિચાર લ૦॥ જેહ જાણે તેહને
કરે, આનંદઘન અવતાર ॥લ૦ શ્રીસુ૦॥૮॥

## ૫ અથ શ્રી દેવચંદ્રજી કૃત શ્રી સુપાર્શ્વનાથ સ્વામીનું સ્તવન.

હો સુંદર તપ સરિખો, જગકો નહીં એ દેશી
શ્રીસુપાસ આનંદમેં, ગુણ અનંતનો કં-
દહો જિનજી॥ જ્ઞાનાનંદે પૂરણો, પવિત્ર
ચારિત્રાનંદહો ॥જિ૦ શ્રીસુપાસ૦ ॥૧॥ સં-
રક્ષણ વિણ નાથછો, દ્રવ્ય વિના ધનવંત
હો જિ૦॥ કરતા પદ કિરિયા વિના, સંત
અજેય અનંત હો ॥જિ૦ શ્રીસુ૦ ॥૨॥ અ-
ગમ અગોચર અમર તું, અન્વય ઋદ્ધિ સ-
મૂહહો જિ૦॥ વર્ણ ગંધરસ ફરસવિણ, નિજ
ભોકતા ગુણ વ્યૂહહો ॥જિ૦ શ્રીસુ૦ ॥ ૩ ॥
અક્ષય દાન અચિંતના, લાભ અયત્ને
ભોગહો જિ૦॥ વીર્ય શકિત અપ્રયાસતા,
શુદ્ધ સ્વગુણ ઉપભોગ હો ॥જિ૦ શ્રીસુ૦ ॥

૪ ॥ એકાંતિક આત્યંતિકો, સહજ અકૃત સ્વાધીન હો જિ૦॥ નિરૂપચરિત નિર્દ્વદ્વસુખ, અન્ય અહેતુક પીનહો ॥જિ૦ શ્રીસુ૦ ॥૫॥ એક પ્રદેશે તાહરે, અવ્યાબાધ સમાયહો જિ૦॥ તસુ પર્યાય અવિભાગતા, સર્વાકાશ ન માય હો ॥જિ૦ શ્રીસુ૦ ॥૬॥ એમ અનંત ગુણનો ધણી, ગુણ ગણનો આનંદહો ॥જિ૦॥ ભોગ રમણ આસ્વાદ યુત, પ્રભુ તું પરમાનંદહો ॥ જિ૦ શ્રીસુ૦ ॥૭॥ અવ્યાબાધ રૂચિ થઇ, સાધે અવ્યાબાધ હો જિ૦ ॥ દેવચંદ્ર પદ તે લહે, પરમાનંદ સમાધ હો ॥જિ૦ શ્રીસુ૦ ॥૮॥

## ૬ અથ શ્રી યશોવિજયજી કૃત સ્તવન.

લાછલદે માત મલાર એ દેશી.

શ્રીસુપાસ જિનરાજ, તું ત્રિભુવન શિર તાજ; આજહો છાજેરે ઠકુરાઇ, પ્રભુ તુઝ પદ તણીજી ॥૧॥ દિવ્ય ધ્વનિ સુર ફુલ, ચામર છત્ર અમુલ; આજ હો રાજેરે ભામંડલ, ગાજે દુંદભિજી ॥૨॥ અતિશય સહજના ચાર, કર્મ ખપ્યાથી અગ્યાર; આજ-

હો કીધારે ઓગણીશે, સુરગણ ભાસુરેજી ॥૩॥ વાણી ગુણ પાંત્રીશ, પ્રાતિહારજ જગદીશ; આજ હો રાજેરે દીવાજે, છાજે આઠશું જી॥૪॥ સિંહાસન અશોક, બેઠા માંહે લોક; આજ હો સ્વામીરે શિવગામી, વાચક યશ થુણ્યોજી ॥૫॥

## ૭ અથ શ્રી વીરવિજયજી કૃત.

## શ્રીસુપાર્શ્વનાથ સ્વામીની સ્તુતિ.

અષ્ટ મહા પડિહારશ્યું એ, શોભે સ્વામી સુપાસ તો; મહા ભાગ્ય અરિહા પ્રભુ એ, સુર નર જેહના દાસ તો; ગુણ અતિશય વરણવ્યા એ, આગમ ગ્રંથ મોઝાર તો; માતંગ શાંત સૂર સૂરિએ, વીર વીઘન અપહાર તો ॥૧॥

## ૮ અથ શ્રી પદ્મવિજયજી કૃત સ્તુતિ.

સુપાસ જિન વાણી, સાંભલે જેહ પ્રાણી; હૃદયે પહેચાણી, તે તર્યા ભવ્ય પ્રાણી; પાંત્રીશ ગુણ ખાંણી, સૂત્રમાં જે ગુંથાણી; ષટ દ્રવ્યશ્યું જાણી, કર્મ પીલે જયું ઘાંણી ॥૧॥

ઇતિ શ્રી સુપાર્શ્વનાથ સ્વામીના ચૈત્યવંદન-
સ્તવન, અને સ્તુતિ સમાપ્ત.

---

## ૧ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી ચંદ્રપ્રભ સ્વામીનું ચૈત્યવંદન.

ચંદ્રપ્રભુ ચંદ્રાવતી, પુરિચવિયા વિજયંત અનુરાધાએ જનમિયા, વૃશ્ચિક રાશિ અહંત ॥૧॥ મૃગયોની ગણ દેવનો, કેવલવિણ ત્રિકમાસ; પામ્યા નાગ તરૂતલે, નિર્મલ નાણ વિલાસ ॥૨॥ પરમાનંદ પદ પામિયા એ, વીર કહે નિરધાર; સાથે સલુણા શોભતા, મુનિવર એક હજાર ॥૩॥

## ૨ અથ શ્રી પદ્મવિજયજી કૃત ચૈત્ય.

લક્ષ્મણા માતા જનમીયા, મહસેન જસ તાત; ઉડુપતિ લંછન દીપતો, ચંદ્રપુરીનો રાય ॥૧॥ દશલખ પૂરવ આઉખું, દોઢસો ધનુષની દેહ; સુરનર પતિ સેવા કરે, ધરતા અતિ સસનેહ ॥૨॥ ચંદ્રપ્રભુ જિન આઠમાએ, ઉત્તમ પદ દાતાર; પદ્મવિજય કહે પ્રણમિએ, મુઝ પ્રભુ પાર ઉતાર ॥૩॥

## ૩ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચૈત્ય૦

શ્રીચંદ્રપ્રભ જિન આઠમા, ચંદ્રપ્રભ સમ દેહ; અવતરિયા વિજયંતથી, વદિ પંચમી ચૈત્રેહ ॥ ૧ ॥ પોસવદિ બારશે જનમિયા, તસ તેરશે સાધ; ફાગુણ વદિની સાતમે, કેવલ નિરબાધ ॥ ૨ ॥ ભાદ્રવ સતમિ શિવ લહ્યા, પુરિ પૂરણ ધ્યાન; અઠ્ઠમહા સિદ્ધિ સંપજે, નય કહે જિન અધાંન ॥૩॥

## ૪ અથ શ્રી આનદંઘનજી કૃત શ્રી ચંદ્રપ્રભ સ્વામીનું સ્તવન.

રાગ કેદારો તથા ગોડી.

કુમરી રોવે આક્રંદ કરે, મુને કોઇ મુકાવે એ દેશી

દેખણ દેરે સખિ મુને દેખણ દે, ચંદ્રપ્રભ મુખ ચંદ સખિ૦॥ ઉપશમ રસનો કંદ સ૦ સેવે સુરનર ઇંદ સખિ૦॥ ગત કલિમલ દુખ દંદ ॥સખિ૦ ॥મુને૦ ॥૧॥ સુહુમ નિગોદે ન દેખિયો સખિ૦॥ બાદર અતિહિ વિશેષ સ૦ પુઠવી આઉ ન લેખિયો સ૦॥ તેઉ વાઉ ન લેશ ॥સ૦ ॥૨॥ વનસપતિ અતિ ઘણ દિહા સ૦॥ દીઠો નહીય દીદાર સ૦॥ બિતિ ચઉ-

રિંદી જલ લિહ્યા સ૦॥ ગતિ [illegible] ધાર ॥સ૦ ॥ ૩ ॥ સુર તિરિ નિરય નિવાસમાં સ૦ ॥ મનુજ અનારજ સાથ સ૦॥ અપજજતા પ્રતિભાસમાં સ૦॥ ચતુર ન ચઢીયો હાથ ॥સ૦ ॥૪॥ એમ અનેક થલ જાણિયે સ૦॥ દરિસણ વિણુ જિન દેવ ॥સ૦॥ આગમથી મત જાણિયે સ૦॥ કીજે નિરમલ સેવ ॥સ૦॥ ૫॥ નિર્મલ સાધુ ભગતિ લહી સ૦॥ યોગ અવંચક હોય સ૦॥ કિરિયા અવંચક તિમ સહી સ૦॥ ફલ અવંચક જોય ॥સ૦ ॥૬॥ પ્રેરક અવસર જિનવરૂ સ૦॥ મોહનીય ક્ષય જાય સ૦॥ કામિત પૂરણ સુરતરૂ સ૦॥ આનંદઘન પ્રભુ પાય ॥સ૦ ॥૭॥

## ૫ અથ શ્રી દેવચંદજી કૃત સ્તવન.

### શ્રી શ્રેયાંસ જિન અંતરજામી એ દેશી.

શ્રી ચંદ્રપ્રભ જિનપદ સેવા, હેવાયે જે હલિયાજી; આતમ ગુણ અનુભવથી મલિયા, તે ભવ ભયથી ટલિયાજી ॥ શ્રી ચંપ્રભ૦ ॥૧॥ દ્રવ્ય સેવ વંદન નમનાદિક, અર્ચન વલી ગુણગ્રામોજી; ભાવ અભેદ થવાની

ઝહા, પરભાવે નિઃકામોજી; ॥ શ્રી૦ ॥ ૨ ॥ ભાવ સેવ અપવાદે નૈગમ, પ્રભુ ગુણને સંકલ્પેજી; સંગ્રહ સત્તા તુલ્યારોપે, ભેદાભેદ વિકલ્પેજી ॥શ્રી૦ ॥૩॥ વ્યવહારે બહુમાન જ્ઞાન નિજ, ચરણે જિન ગુણ રમણાજી; પ્રભુ ગુણ આલંબી પરિણામે, ઋજુ પદ ધ્યાન સ્મરણાજી ॥શ્રી૦ ॥ ૪ ॥ શબ્દે શુકલ ધ્યાના રોહણ, સમભિરૂઢ ગુણ દશમેજી; બીઅ શુકલ અવિકલ્પ એકત્વે, એવંભૂત તે અમમેંજી ॥શ્રી૦ ॥પ॥ ઉત્સર્ગે સમકિત ગુણ પ્રગટ્યો, નૈગમ પ્રભુતા અંશેજી; સં- ગ્રહ આતમ સત્તાલંબી, મુનિપદ ભાવ પ્રશંસેજી ॥શ્રી૦ ॥ ૬ ॥ ઋજુસૂત્રે જે શ્રેણિ પદસ્થે, આતમ શકિત પ્રકાશેજી; યથાખ્યાત પદ શબ્દ સ્વરૂપે, શુદ્ધ ધર્મ ઉલ્લાસેજી ॥ શ્રી૦ ॥૭॥ ભાવ સયોગિ અયોગિ શૈલેશે, અંતિમ દુગ નય જાણોજી, સાધનતાયે નિજ ગુણ વ્યકિત, તેહ સેવના વખાણોજી ॥શ્રી૦ ॥૮॥ કારણ ભાવ તેહ અપવાદે, કાર્ય રૂપ ઉત્સર્ગેજી; આતમભાવ તે ભાવ દ્રવ્ય પદ, બાહ્ય પ્રવૃત્તિ નિસર્ગેજી ॥શ્રી૦ ॥૯॥ કારણ

ભાવ પરંપર સેવન, પ્રગટે કારજ ભાવોજી
કારજ સિદ્ધે કારણતા વ્યય, શુચિ પરિણા-
મિક ભાવોજી ॥ શ્રી૦ ॥ ૧૦ ॥ પરમ ગુણી
સેવન તન્મયતા, નિશ્ચય ધ્યાને ધ્યાવેજી,
શુદ્ધાતમ અનુભવ આસ્વાદી, દેવચંદ્ર પદ
પાવેજી ॥શ્રી૦ ॥૧૧॥

૬ અથ શ્રી યશોવિજયજી કૃત સ્તવન.

ધણરા ઢોલા એ દેશી.

ચંદ્રપ્રભ જિન સાહેબારે, તુમે છો ચતુર
સુજાણ; મનના માન્યા, સેવા જાણો દાસની
રે, દેશો પદ નિરવાણ; ॥મનના માન્યા૦ આ
વો આવોરે ચતુર સુખ ભોગી, કીજે વાત
એકાંત અભોગી, ગુણ ગોઠે પ્રગટે પ્રેમ,
॥મનના માન્યા૦ ॥ ૧ ॥ એ આંકણી. ઓછું
અધિકું પણ કહેરે, આસંગાયત જેહ મ૦
આપે ફલ જે અણ કહેરે, ગિરૂઓ સાહેબ
તેહ ॥મ૦ ॥૨॥ દીન કહ્યા વિણ દાનથીરે,
દાતાની વાધે મામ મ૦॥ જલ દીયે ચાતક
ખીજવીરે, મેઘ હુઓ તિણે શ્યામ ॥મ૦ ॥૩॥
પીઉ પીઉ કરી તુમને જપુંરે, હું ચાતક તુમે

મેહુ મ૦॥ એક લહેરમાં દુઃખ હુરેરે, વાધે બમણો નેહુ ॥મ૦ ॥૪॥ મોડું વહેલું આપવું રે, તો શી ઢીલ કરાય મ૦॥ વાચક યશ કહે જગધણીરે, તુમ તૂઠે સુખ થાય ॥મ૦ ॥૫॥

## ૭ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી ચંદ્રપ્રભ સ્વામીની સ્તુતિ.

ચંદ્રપ્રભુ મુખ ચંદ્રમા, સખિ જોવા જઇએ; દ્રવ્ય ભાવ પ્રભુ દરિસણે, નિર્મલતા થઇએ; વાણી સુધારસ વેલડી, સુણીયે તતખેવ; ભજે ભદંત ભૃકુટિકા, વીરવીજય ને દેવ ॥૧॥

## ૮ અથ શ્રી પદ્મવિજયજી કૃત સ્તુતિ.

સેવે સુર વૃંદા, જાસ ચરણારવિંદા; અટ્ઠમ જિણચંદા, ચંદ વરણે સોહંદા; મહસેન નૃપ નંદા; કાપતા દુઃખ દંદા, લંછન મિષ ચંદા, પાયમાનુ સેવંદા ॥૧॥

ઇતિ શ્રી ચંદ્રપ્રભ સ્વામીનાં ચૈત્યવંદન, સ્તવન, અને સ્તુતિ સમાપ્ત.

---

## ૧ અથ શ્રી વિરવિજયજી કૃત શ્રી સુવિધિનાથ સ્વામીનું ચૈત્યવંદન

સુવિધિનાથ સુવિધિ નમું, શ્વાન યોનિ સુખકાર; આવ્યા આણત સ્વર્ગથી, કાકંદી અવતાર ॥૧॥ રાક્ષસ ગણ ગુણવંતને, ધનરાશિ રિખમૂલ; વરસ ચાર છદ્મસ્થમાં, કર્મ શશક સાર્દુલ ॥૨॥ મલ્લિ તરૂતલે કેવલીએ, સહુસ મુનિ સંધાત; બ્રહ્મ મહોદય પદ વર્યા, વીર નમે પરભાત ॥૩॥

## ૨ અથ શ્રી પદ્મવિજયજી કૃત ચૈત્ય૦

સુવિધિનાથ નવમા નમુ, સુગ્રીવ જસ તાત; મગર લંછન ચરણે નમુ, રામા રૂડી માત ॥૧॥ આયુ બે લાખ પૂરવતણુ, સત્ત ધનુષની કાય; કાકંદી નગરી ધણી, પ્રણમું પ્રભુ પાય ॥૨॥ ઉત્તમ વિધિ જેહથી લહ્યો એ, તિણે સુવિધિ જિન નામ; નમતાં તસ પદ પદ્મને, લહિએ શાશ્વત ધામ ॥૩॥

## ૩ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચૈત્ય૦

ગારો સુવિધિ જિણંદ, નામ બીજું પુ-

પદંત; ફાગુણ વદિ બીજે ચવ્યા, મેહેલી સુર આનંત ॥ ૧ ॥ માગશર વદિ પંચમી જણ્યા, તસ છઠ્ઠે દીક્ષા; કાર્તિક શુદિ ત્રીજે કેવલી. દિએ બહુ પરિ સીક્ષા ॥૨॥ શુદિ નવમી ભાદ્રવા તણીએ, અજર અમર પદ હોય; ધીરવિમલ સેવક કહે, એ નમતાં સુખ જોય ॥૩॥

## ૪ અથ શ્રી આનંદઘનજી કૃત શ્રી સુવિધિનાથ સ્વામીનું સ્તવન.

રાગ કેદારો એમ ધન્નો ધણને પરચાવે એદેશી

સુવિધિ જિણેસર પાય નમિને, શુભ કરણી એમ કીજેરે; અતિ ઘણો ઉલટ અંગ ધરીને, પ્રહ ઉઠી પૂજીજેરે ॥સુવિધિ૦ ॥૧॥ દ્રવ્ય ભાવ શુચિ ભાવ ધરીને, હરખે દેહરે જઇયેરે; દહ તિગ પણ અહિગમ સાચવતાં એકમના ધુરિ થઇયેરે ॥ સુ૦ ॥ ૨ ॥ કુસુમ અક્ષત વર વાસ સુગંધો, ધૂપ દીપ મન સાખીરે; અંગ પૂજા પણ ભેદ સુણી એમ, ગુરૂ મુખ આગમ ભાખીરે ॥સુ૦ ॥૩॥ એહનું ફલ દોય ભેદ સુણીજે, અનંતર ને

પરંપરરે; આણા પાલણ ચિત્ત પ્રસન્ની, મુગતિ સુગતિ સુર મંદિરરે ॥સુ૦ ॥૪॥ ફૂલ અક્ષત વર ધુપ પઈવો, ગંધ નૈવેદ્ય ફલજલ ભરીરે, અંગ અગ્ર પૂજા મલિ અડવિધ, ભાવે ભવિક શુભગતિ વરીરે ॥સુ૦ ॥૫॥ સત્તર ભેદ એકવીસ પ્રકારે, અઠોત્તર સત્ત ભેદેરે; ભાવ પૂજા બહુવિધ નિરધારી, દોહગ દુર્ગતિ છેદેરે ॥સુ૦ ॥૬॥ તુરિય ભેદ પડિવત્તી પૂજા, ઉપશમ ખીણ સયોગીરે; ચઉહા પૂજા ઇમ ઉત્તર ઝયણે, ભાંખી કેવલ ભોગીરે ॥સુ૦ ॥૭॥ એમ પૂજા બહુ ભેદ સુણીને, સુખ દાયક શુભ કરણીરે; ભાવિક જીવ કરશે તે લહેશે, આનંદઘન પદ ધરણીરે ૮

## ૫ અથ શ્રી દેવચંદ્રજી કૃત સ્તવન.

થારા મહેલા ઉપર મેહ, ઝરૂખે વીજલી
હો લાલ એ દેશી.

દીઠો સુવિધિ જિણંદ, સમાધિરસે ભર્યો હો લાલ, સમાધિરસે ભર્યો; ભાસ્યું આત્મસ્વરૂપ, અનાદિનો વીસર્યો હો લાલ અ૦ સકલ વિભાવ ઉપાધિ થકી મન ઓસર્યો

હો લાલ થ૦॥ સત્તા સાધન માર્ગ, ભણી એ સંચર્યો હો લાલ ॥ભ૦ ॥૧॥ તુમ પ્રભુ જાણગ રીતિ, સરવ જગ દેખતા હો લાલ સ૦॥ નિજ સત્તાએ શુદ્ધ, સહુને લેખતા હો લાલ સ૦॥ પર પરિણુતિ અદ્વેષ, પણે ઉવેખતા હો લાલ પણે૦॥ ભોગ્યપણે નિજ શક્તિ, અનંત ગવેખતા હો લાલ ॥અ૦॥૨॥ દાનાદિક નિજ ભાવ, હુતા જે પરવશા હો લાલ હુતા૦॥ તે નિજ સનમુખ ભાવ, ગ્રહી લહી તુઝ દશા હો લાલ ગ્ર૦॥ પ્રભુનો અદ્ભુત યોગ, સ્વરૂપ તણી રસા હો લાલ સ્વ૦॥ ભાસે વાસે તાસ, જાસ ગુણ તુઝ જિસા હો લાલ ॥જા૦ ॥૩॥ મોહાદિકની ઘૂમિ અનાદિની ઉત્તરે હો લાલ અ૦॥ અમલ અખંડ અલિપ્ત, સ્વભાવજ સાંભરે હો લાલ સ્વ૦॥ તત્ત્વ રમણ શુચિ ધ્યાન, ભણી જે આદરે હો લાલ ભ૦॥ તે સમતારસ ધામ, સ્વામી મુદ્રા વરે હો લાલ ॥સ્વા૦॥૪॥ પ્રભુ છો ત્રિભુવન નાથ, દાસ હું તાહરો હો લાલ દા૦॥ કરૂણાનિધિ અભિલાષ, અછે મુઝ એ ખરો હો લાલ અ૦॥ આતમ વસ્તુ સ્વ-

ભાવ, સદા મુઝ સાંભરો હો લાલ સ૦ ॥ ભાસન વાસન એહ, ચરણ ધ્યાને ધરો હે લાલ॥ચ૦॥૫॥ પ્રભુ મુદ્રાને યોગ, પ્રભુ પ્રભુ તા લખે હો લાલ પ્ર૦ ॥દ્રવ્ય તણે સાધર્મ્ય, સ્વસંપતિ ઓલખે હો લાલ સ્વ૦॥ ઓ- લખતાં બહુમાન, સહિત રૂચિ પણ વધે હો- લાલ સ૦ ॥ રૂચિ અનુયાયી વીર્ય, ચરણ ધારા સધે હો લાલ ॥ચ૦ ॥૬॥ ક્ષાયોપશ- મિક ગુણ સર્વે, થયા તુઝ ગુણ રસી હો લાલ થ૦ ॥ સત્તા સાધન શકિત. વ્યકતતા ઉલ્લસી હો લાલ વ્ય૦॥ હુવે સંપૂરણ સિદ્ધ- તણી શી વાર છે હો લાલ ત૦॥ દેવચંદ્ર જિ- નરાજ, જગત આધારછે હો લાલ ॥જ ૦॥૭॥

## ૬ અથ શ્રી યશોવિજયજી કૃત સ્તવન.

સુણ મેરી સજની રજની ન જાવેરે એદેશી.

લઘુ પણ હું તુમ મન નવિ માવુંરે, જગ ગુરૂ તુમને દિલમાં લાવુંરે; કુણને એ દીજે સાબાશીરે, કહો શ્રી સુવિધિ જિણંદ વિમા- સીરે ॥લઘુ૦ ॥૧॥ મુઝ મન અણુમાંહે ભકિત છે ઝાઝીરે, તેહ દરીનો તું છે માઝીરે; યોગી

પણ જે વાત ન જાણુરે, તેહ અચરિજ કુ-
ણુથી હુઆ ટાણુરે ॥લઘુ૦ ॥૨॥ અથવા થિર
માંહી અથિર નમાવેરે, મ્હોટો ગજ દર્પ-
ણમાં આવેરે; જેહને તેજે બુદ્ધિ પ્રકાશીરે,
તેહને દાજે એ શાબાસીરે ॥લઘુ૦ ॥૩॥ ઉર્ધ્વ
મૂલ તરૂઅર અધ શાખારે, છંદ પુરાણે
એહવીછે ભાખારે; અચરિજ વાલે અચરિજ
કીધુંરે, ભકતે સેવક કારજ સીધુંરે ॥ લઘુ૦
॥૪॥ લાડ કરી જે બાલક બોલેરે, માતપિતા
મન અમિયને તોલેરે; શ્રી નયવિજય વિબુ-
ધનો શિશોરે, યશ કહે ઈમ જાણો જગ-
દીશોરે ॥લઘુ૦ ॥૫॥

## ૭ અથ શ્રી વિરવિજયજી કૃત શ્રી સુવિધિનાથ સ્વામીનીસ્તુતિ.

સુવિધિ સેવા કરતા દેવા, તજિ વિષય
વાસના; શિવ સુખ દાતા ધ્યાતા ત્રાતા,
હરે દુઃખ દાસનાં; નય ગમ ભંગે રંગે ચંગે
વાણી ભવ હારિકા; અમર અજિતા મોહા-
તિતા, વીરં ચ સુતારિકા ॥૧॥

## ૮ અથ શ્રી પદ્મવિજયજી કૃત સ્તુતિ.

નર દેવ ભાવ દેવો, જેહની સારે સેવા; જેહ દેવાધિ દેવો, સરજગમાં જ્યું મેવા; જોતાં જગ એહવો, દેવ દીઠો ન તેહવો, સુવિધિ જિન જેહવો, મોક્ષ દે તતખેવ ॥૧॥

ઇતિ શ્રી સુવિધિનાથના સ્વામીનાં ચૈત્યવંદન સ્તવન, અને સ્તુતિ સમાપ્ત.



## ૧ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી શીતલનાથ સ્વામીનું ચૈત્યવંદન.

દશમા સ્વર્ગથકી ચવ્યા, દશમા શીતલનાથ; ભદ્દિલપુર ધન રાશિયે, માન ગણ શિવ સાથ ॥ ૧ ॥ વાનર યોનિ જિણંદની, પૂર્વાષાઢા જાત; તિગ વરસાંતર કેવલી, પ્રીયંગુ વિખ્યાત ॥૨॥ સંયમધર સહસ વરસા એ, નિરૂપમ પદ નિરવાણ; વીર કહે પ્રભુ ધ્યાનથી, ભવ ભવ કોડિ કલ્યાણ ॥૩॥

## ૨ અથ શ્રી પદ્મવિજયજી કૃત ચૈત્ય૦

નંદા દઢરથ નંદનો, શીતલ શીતલ નાથ

રાજા ભદ્દીલપુર તણો, ચલવે શિવ સાથ ॥૧॥ લાખ પૂરવનું આઉખુ, નેઉ ધનુષ પરિમાણ; કાયા માયા ટાલીને, લહ્યા પંચમ નાણ ॥૨॥ શ્રી વચ્છ લંછન સુંદરૂ એ, પદ પદમે લહે જાસ; તે જિનની સેવા થકી, લહીએ લીલ વિલાસ ॥૩॥

## ૩ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચૈત્ય૦

પ્રાણત કલ્પ થકી ચવ્યા, શીતલ જિન દશમા; વદિ વૈશાખની છઠ્ઠે જાણુ, દાધજ્વર પ્રશમ્યા ॥૧॥ મહાવદિ તેરશે જન્મ દીક્ષા, તસ તેરશે લીધ; વદિ પોસી ચૌદશ દિને, કેવલી પરસિદ્ધ ॥૨॥ વદિ બીજે વૈશાખની એ, મોક્ષ ગયા જિનરાજ; જ્ઞાનવિમલ જિનરાજથી, સિઝે સવલાં કાજ ॥૩॥

## ૪ અથ શ્રી આનંદઘનજી કૃત શ્રી શીતલનાથ સ્વામીનું સ્તવન.

મંગલિક માલા ગુણહ વિશાલા એ દેશી.

શીતલ જિનપતિ લલિત ત્રિભંગી, વિવિધ ભંગી મન મોહેરે; કરૂણા કોમલતા તીક્ષણતા, ઉદાસીનતા સોહેરે ॥શીત૦ ॥૧॥

સર્વ જંતુ હિત કરણી કરૂણા, કર્મ વિદારણ તીક્ષણરે; હાનાદાન રહિત પરિણામી, ઉદાસીનતા વીક્ષણરે; ॥શી૦ ॥૨॥ પરદુઃખ છેદન ઇચ્છા કરૂણા, તીક્ષણ પરદુઃખ રીઝેરે; ઉદાસીનતા ઉભય વિલક્ષણ, એક ઠામે કેમ સીઝેરે ॥શી૦ ॥૩॥ અભય દાન તે મલક્ષય કરૂણા, તીક્ષણતા ગુણ ભાવેરે; પ્રેરણ વિણકૃત ઉદાસીનતા, ઇમ વિરોધ મતિ નાવેરે॥શી૦ ॥૪॥ શકિત વ્યકિત ત્રિભુવન પ્રભુતા, નિગ્રંથતા સંયોગેરે; યોગી ભોગી વકતા મૌની અનુપયોગી ઉપયોગેરે ॥શી૦ ॥૫॥ ઇત્યાદિક બહુ ભંગ ત્રિભંગી, ચમતકાર ચિત્ત દેતીરે; અચરિજ કારી ચિત્ર વિચિત્રા, આનંદઘન પદ લેતીરે ॥શી૦ ॥૬॥

## ૫ અથ શ્રી દેવચંદ્રજી કૃત શ્રી શીતલનાથ સ્વામીનું સ્તવન.

આદર જીવ ક્ષમા ગુણ આદર એ દેશી.

શીતલ જિનપતિ પ્રભુતા પ્રભુની, મુઝથી કહિય ન જાયજી; અનંતતાનિર્મલતા પૂર્ણતા, જ્ઞાન વિના ન જણાયજી ॥શી૦ ॥૧॥ ચ·

રમ જલધિ જલમિણુ અંજલી, ગતિ ઝીપે અતિવાયજી; સર્વ આકાશ ઓલંઘે ચરણે, પણ પ્રભુતા ન ગણાયજી ॥શી૦ ॥૨॥ સર્વ દ્રવ્ય પ્રદેશ અનંતા, તેહુથી ગુણ પર્યાયજી; તાસ વર્ગથી અનંત ગુણું પ્રભુ, કેવલજ્ઞાન કહુાયજી ॥શી૦ ॥૩॥ કેવલ દર્શન એમ અનંતુ, ગ્રહે સામાન્ય સ્વભાવજી; સ્વપર અનંતથી ચરણુ અનંતુ, સમરણુ સંવર ભાવજી ॥શી૦ ॥૪ ॥ દ્રવ્ય ક્ષેત્રને કાલ ભાવ ગુણ, રાજનીતિ એ ચારજી; ત્રાસ વિના જડ ચેતન પ્રભુની, કોઈ ન લોપે કારજી ॥ શી૦ ॥૫॥ શુદ્ધાશય થિર પ્રભુ ઉપયોગે, જે સમરે તુજ નામજી; અવ્યાબાધ અનંતા પામે, પરમ અમૃત સુખધામજી ॥શી૦ ॥૬॥ આણા ઇશ્વરતા નિર્ભયતા, નિર્વાછકતા રૂપજી; ભાવ સ્વાધીન તે અવ્યય રીતે, ઇમ અનંત ગુણ ભૂપજી ॥શી૦ ॥૭॥ અવ્યાબાધ સુખ નિર્મલ તે તો, કરણ જ્ઞાને ન જણાયજી, તેહુજ એહુનો જાણુગ ભોક્તા, જે તુમ સમ ગુણ રાયજી ॥શી૦ ॥૮॥ એમ અનંત દાનાદિક નિજગુણ, વચનાતિત પંડુર

જી; વાસન સાસન ભાવે લેભ, પ્રાપતી તો અતિ દૂરજી ॥શી૦ ॥૯॥ સઃ ન પ્રત્યક્ષપણે ત્રિભુવન ગુરૂ, જાણું તુઝ ગુણ ગ્રામજી. બીજુ કાંઈ ન માગું સ્વામિ, એહિજ છે મુઝ કામજી ॥શી૦ ॥૧૦॥ એમ અનંત પ્રભુતા સર્દ હતાં, અર્ચે જે પ્રભુ રૂપજી; દેવચંદ પ્રભુતા તે પામે, પરમાનંદ સ્વરૂપજી ॥શી૦ ॥૧૧॥

## ૬ અથ શ્રી યશોવિજયજી કૃત.

શ્રી શીતલજિન ભેટિયે, કરી ચોખું ભક્તે ચિત્તહો; તેહથી કહો છાનું કિશ્યું, જેહને સોંપ્યા તનમન વિત્તહો ॥શ્રી શીતલજિન૦ ॥૧॥ દાયક નામે છે ઘણા, પણ તું સાયર તે કૂપહો; તે બહુ ખજવા તગતગે, તું દિનકર તેજ સરૂપહો ॥ શ્રી૦ ॥ ૨ ॥ મોહોટો જાણી આદર્યો, દાલિદ્ર ભાંજો જગતાતહો; તું કરૂણાવંત શિરોમણિ, હું કરૂણા પાત્ર વિખ્યાત હો ॥શ્રી૦ ॥૩॥ અંતરજામી સવિ લહો, અમ મનની જે છે વાત હો, મા આગલ મોસાલના, શ્યા વરણવવા અવદાતહો ॥શ્રી૦ ॥૪॥ જાણો તો તાણો કિશ્યું, સેવા

ફલ દીજે દેવહો; વાચક યશ કહે ઢીલની, એ ન ગમે મુઝ મન ટેવહો ॥શ્રી૦ ॥૫॥

## ૭ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી શીતલનાથ સ્વામીની સ્તુતિ.

શીતલ પ્રભુ દર્શન શીતલ અંગ ઉવંગે, કલ્યાણક પાંચે પ્રાણી ગણ સુખ સંગે; તો વચન સુણંતા શીતળ કિમ નહી લોક, શુભ વીર તે બ્રહ્મા શાસનદેવી અશોક ॥૧॥

## ૮ અથ શ્રી પદ્મવિજયજી કૃત સ્તુતિ.

શીતલ જિન સ્વામી, પુન્યથી સેવ પામી, પ્રભુ આતમરામી, સર્વપર ભાવ વામી; જે શિવગતિ ગામી, શાશ્વતાનંદ ધામી; ભવી સુખ કામી, પ્રણમિએ શીશ નામી ॥૧॥

ઇતિ શ્રી શીતલનાથ સ્વામીનાં ચૈત્યવંદન, સ્તવન અને સ્તુતિ સમાપ્ત.

---

## ૧ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી શ્રેયાંસનાથ સ્વામીનું ચૈત્યવંદન.

અચ્યુતથી પ્રભુ ઉતર્યા, સિંહપુરે શ્રેયાં

સ; ચાની વાંનર દેવગણ, દેવ કરે પરશાસ ॥૧॥ શ્રવણ સ્વામી જનમિયા, મકરરાશિ દુગવાસ; છદ્મસ્થા તિંદુકતલે, કેવલ મહિમા જાસ ॥૨॥ વાચંયમ સહસે સહિયે, ભવ સંતતિનો છેહ; શ્રી શુભ વીરને સાંપ્રસ્યું, અવિચલ ધર્મ સનેહ ॥૩॥

## ૨ અથ શ્રી પદ્મવિજયજી કૃત ચૈત્ય૦

શ્રી શ્રેયાંસ અગ્યારમા, વિષ્નુ નૃપતાય; વિષ્નુ માતા જેહની, એશી ધનુષની કાય ॥૧॥ વર્ષ ચોરાશી લાખનું, પાલ્યું જિણે આય; ખડ્ગી લંછન પદકજે, સિંહપુરીના રાય ॥૨॥ રાજ્ય તજી દીક્ષા વરીએ, જિનવર ઉત્તમ જ્ઞાન; પામ્યા તસ પદ પદ્મને, નમતાં અવિચલ થાન ॥૩॥

## ૬ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચૈત્ય૦

અચ્યુત કલ્પથકી ચવ્યા, શ્રેયાંસ જિણંદ જેઠ અંધારી દીવસ છઠે, કૃત બહુ આણંદ ॥૧॥ ફાગણ વદિ બારશે જનમ, દીક્ષા તસ તેરશે; કેવલી મહા અમાવશે, દેસન ચંદન રસ ॥૨॥ વદિ શ્રાવણ ત્રીજે લહ્યાએ.

શિવ સુખ અક્ષય અનંત; સકલ સમિહ્રી પૂરણા, નય કહે એ ભગવંત ॥૩॥

## ૪ અથ શ્રી આનંદઘનજી કૃત શ્રી શ્રેયાંસનાથ સ્વામીનું સ્તવન.

રાગ ગોડી અહો મતવાલે સાજના એ દેશી.

શ્રી શ્રેયાંસ જિન અંતરજામી, આતમરામી નામીરે; અધ્યાતમ મત પૂરણ પામી, સહજ મુગતિ ગતિ ગામીરે ॥ શ્રી શ્રે૦ ॥૧॥ સયલ સંસારી ઇંદ્રિયરામી, મુનિગુણ આતમરામીરે; મુખ્યપણે જે આતમરામી, તે કેવલ નિઃકામીરે ॥શ્રી શ્રે૦ ॥૨॥ નિજ સ્વરૂપ જે કિરિયા સાધે, તેહ અધ્યાતમ લહીયેરે; જે કિરિયા કરી ચઉગતી સાધે, તે ન અધ્યાતમ કહિયેરે ॥શ્રી શ્રે૦ ॥૩॥ નામ અધ્યાતમ ઠવણ અધ્યાતમ, દ્રવ્ય અધ્યાતમ છંડોરે; ભાવ અધ્યાતમ નિજગુણ સાધે, તો તેહશું રઢ મંડોરે ॥શ્રી શ્રે૦ ॥૪॥ શબ્દ અધ્યાતમ અરથ સુણીને, નિર્વિકલ્પ આદરજો રે; શબ્દ અધ્યાતમ ભજના જાણી, હ્રાન ગ્રહણ મતિ ધરજોરે ॥ શ્રી શ્રે૦ ॥ ૫ ॥ અ-

ધ્યાતમ જે વસ્તુ વિચારી, બીજા જાણુ લબાસીરે; વસ્તુગતે જે વસ્તુ પ્રકાસે આનંદઘન મતવાસીરે ॥શ્રી શ્રે૦ ॥૬॥

## ૫ અથ શ્રી દેવચદ્રંજી કૃત સ્તવન.

### પ્રાણી વાણી જિનતણી એ દેશી.

શ્રી શ્રેયાંસ પ્રભુ તણો, અતિ અદ્ભુત સહજાનંદરે; ગુણ એકવિધ ત્રિક પરણમ્યો, એમ ગુણ અનંતનો વૃંદરે; મુનિચંદ જિણંદ અમંદ દિણંદ પરે, નિત્ય દીપતો સુખ કંદરે ॥૧॥ એ આંકણી ॥ નિજ જ્ઞાને કરી જ્ઞેયનો, જ્ઞાયક જ્ઞાતા પદ ઇશરે; દેખે નિજ દર્શન કરી, નિજ દશ્ય સામાન્ય જગીશરે ॥મુનિ૦ ॥૨॥ નિજ રમ્યે રમણ કરો, પ્રભુ ચારિત્રે રમતા રામરે; ભોગ અનંતને ભોગવો ભોગે તેણ ભોકતા સ્વામરે ॥ મુનિ૦ ॥ ૩ ॥ દેય દાન નિત દીજતે, અતિ દાતા પ્રભુ સ્વયમેવરે; પાત્ર તુમ્હે નિજ શકિતના, ગ્રાહક વ્યાપકમય દેવરે ॥મુની૦ ॥૪॥ પરિણામિક કારજ તણો, કરતા ગુણ કરણ નાથરે; અક્રિય અક્ષય સ્થિતિમયી, નિક-

લંક અનંતી આથરે ॥મુ૦ ॥૫॥ પરિણામિક સત્તા તણો, આવિર્ભાવ વિલાસ નિવાસરે; સહજ અકૃત્રિમ અપરાશ્રયી, નિર્વિકલ્પ ને નિઃપ્રયાસરે ॥મુ૦ ॥૬॥ પ્રભુ પ્રભુતા સંભારતાં, ગાતાં કરતાં ગુણગ્રામરે; સેવક સાધનતા વરે, નિજ સંવર પરિણતિ પામરે ॥મુ૦ ॥૭॥ પ્રગટ તત્વતા ધ્યાવતાં, નિજ તત્વનો ધ્યાતા થાયરે, તત્વરમણ એકાગ્રતા, પૂરણ તત્વે એહ સમાયરે ॥ મુ૦ ॥૮॥ પ્રભુ દીઠે મુઝ સાંભરે, પરમાતમ પૂર્ણાનંદરે; દેવચંદ્ર જિનરાજના, નિત્ય વંદો પય અરવિંદરે ॥મુ૦ ॥૯॥

## ૬ અથ શ્રી યશોવિજયજી કૃત સ્તવન.

કર્મ ન છુટેરે પ્રાણીયા ॥એ દેશી॥

તુમે બહુ મિત્રીરે સાહેબા, મારે તો મન એક; તુમ વિણ બીજોરે નવિ ગમે, એ મુઝ મોહોટારે ટેક ॥ શ્રી શ્રેયાંસ કૃપા કરો; ॥૧॥ એ આંકણી ॥ મન રાખોરે તુમે સવિતણાં, પણ કિહાં એક મલિ જાઓ; લલચાવો લખ લોકને, શાથી સહેજ ન થાઓ

॥ શ્રી૦ ॥૨॥ રાગ ભરે જન મન રહો, પણ તિહુ કાલ વૈરાગ; ચિત્ત તુમારોરે સમુદ્રનો, કોય ન પામેરે તાગ ॥શ્રી૦ ॥૩॥ એવા શુ ચિત્ત મેલવ્યું, મેળવ્યું પહેલાં ન કાંઇ; સેવક નિપટ અબૂઝ છે, નિર્વહેશો તુમે સાઇ ॥શ્રી૦ ॥૪॥ નિરાગી શું રે કિમ મલે, પણ મલવાનો એકાંત; વાચક યશ કહે મુઝ મિલ્યો, ભકતે કામણ તંત ॥શ્રી૦ ॥૫॥

## ૭ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી શ્રેયાંસનાથસ્વામીની સ્તુતિ.

શ્રી શ્રેયાંસ સુહંકર પામી, ઇચ્છે અવર કુણ દેવાજી ॥ કનક તરૂ સેવે કુણ પ્રભુને, છંડી સુરતરૂ સેવાજી ॥ પૂર્વાપર અવિરોધી સ્યાત્પદ, વાણી સુધારસ વેલીજી ॥ માનવી મણુએસર સુપસાએ, વીર હૃદયમાં કેલીજી. ૧

## ૮ અથ શ્રી પદ્મવિજયજી કૃત સ્તુતિ.

વિષ્ણુ જસ માત, જેહના વિષ્ણુ તાત ॥ પ્રભુના અવદાત; તીન ભુવને વિખ્યાત ॥ સુરપતિ સંઘાત, જસ નિકટે આયાત ॥ કરી

કર્મનો ઘાત, પામિયા મોક્ષ શાત ॥ ૧ ॥

ઇતિ શ્રી શ્રેયાંસનાથ સ્વામીનાં ચૈત્યવંદન, સ્તવન, અને સ્તુતિ સમાપ્ત.

---

## ૧ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી વાસુપૂજ્ય સ્વામીનું ચૈત્યવંદન.

પ્રાણત થકી પ્રભુ પાંગર્યા, ચુંપે ચંપા ગામ, શિવમારગ જાતાં થકાં, ચંપક તરૂ વિસરામ ॥૧॥ અશ્વયોનિ ગણ રાક્ષસ, સતભિષા કુંભ રાશિ ॥પાડલ હેઠે કેવલી, મોનપણે ઇગવાસ ॥૨॥ ષટશત સાથે શિવ થયા એ, વાસુપૂજ્ય જિનરાજ, વીર કહે ધન્ય તે ઘડી, જબ નિરખ્યા મહારાજ ॥૩॥

## ૨ અથ શ્રી પદ્મવિજયજી કૃત ચૈત્ય૦

વાસવ વંદીત વાસુપૂજ્ય, ચંપાપુરી ઠામ, વાસુપૂજ્ય કુલ ચંદ્રમા, માતા જયા નામ ॥૧ મહિષ લંછન જિન બારમા, શિત્તેર ધનુષ પ્રમાણ; કાયા આયુ વરસ વલી, બોહોતેર લાખ વખાણ ॥૨॥ સંઘ ચતુર્વિધ સ્થાપીને

એ, જિન ઉત્તમ મહારાય, તસુ મુખ પદ્મ વચન સુણી, પરમાનંદી થાય ॥૩॥

## ૩ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચૈત્યં૦॥

પ્રાણતથી ઈહાં આવીયા, જેઠ સુદિ નવમી; જન્મ્યા ફાગણ ચૌદશે, અમાવાશે સંયમી ॥૧॥ મહા શુદિ બીજે કેવલી, ચોદશ આષાઢી; શુદિ શિવ પામ્યા કર્મ કષ્ટ, સવિ દૂરે કાઢી ॥૩॥ વાસુપૂજ્ય જિન બારમાએ, વિદ્રુમ રંગે કાય; શ્રી નયવિમલ કહે હરખું; જિન નમતાં સુખ થાય ॥૩॥

## ૪ અથ શ્રી આનંદઘનજી કૃત શ્રી વાસુપૂજ્ય સ્વામીનું સ્તવન.

રાગ ગોડી તથા પરજીયો ॥

તુંગિયાગિરિ શિખર સોહે ॥ એ દેશી ॥

વાસુપૂજ્ય જિન ત્રિભુવન સ્વામી, ઘનનામી પરનામી રે; નિરાકાર સાકાર સચેતન, કરમ કરમ ફલ કામી રે ॥ વાસુપૂજ્ય૦ ॥ ૧ ॥ નિરાકાર અભેદ સંગ્રાહક, ભેદ ગ્રાહક સાકારો રે; દર્શન જ્ઞાન દુભેદ ચેતના, વસ્તુ ગ્રહણ

વ્યાપારો રે ॥ વાસુપૂજ્ય૦ ॥ ૨ ॥ કર્ત્તા પરિણામી પરિણામો, કર્મ જે જીવે કરિયે રે, એક અનેક રૂપ નય વાદે, નિયતેનર અનુસરિયે રે ॥ વાસુ૦ ॥ ૩ ॥ દુઃખ સુખ રૂપ કરમ ફલ જાણો, નિશ્ચય એક આનંદો રે, ચેતનતા પરિણામ ન ચૂકે, ચેતન કહે જિન ચંદો રે॥ વાસુ૦ ॥ ૪ ॥ પરિણામી ચેતન પરિણામો, જ્ઞાન કરમ ફલ ભાવી રે; જ્ઞાન કરમ ફલ ચેતન કહિયે. લેજો તેહ મનાવી રે ॥ વાસુ૦ ॥ ૫ ॥ આતમ જ્ઞાની શ્રમણ કહાવે, બીજા તો દ્રવ્ય લિંગી રે; વસ્તુગતે જે વસ્તુ પ્રકાશે, આનંદઘન મતિ સંગી રે ॥ વાસુ૦ ॥ ૬ ॥

## ૫ અથ શ્રી દેવચંદ્રજી કૃત સ્તવન.

પંથડો નિહાલુ રે બીજા જિનતણો રે એ દેશી.

પૂજના તો કીજે રે બારમા જિન તણી રે, જસુ પ્રગટ્યો પૂજ્ય સ્વભાવ; પરકૃત પૂજા રે જે ઇચ્છે નહીં રે, સાધક કારજ દાવ ॥ પૂજના૦ ॥ ૧ ॥ દ્રવ્યથી પુજા રે કારણ ભાવનું રે, ભાવ પ્રશસ્તને શુદ્ધ; પરમ ઇષ્ટ વલ્લભ ત્રિભુવન ધણી રે, વાસુપૂજ્ય સ્વયંબુદ્ધ ॥ પુ૦

॥ ૨ ॥ અતિશય મહિમા રે અતિ ઉપગારતા રે, નિર્મલ પ્રભુગુણ રાગ; સુરમણિ સુરઘટ સુરતરૂ તું છતે રે, જિન રાગી મહાભાગ ॥ પૂ૦ ॥ ૩ ॥ દર્શન જ્ઞાનાદિક ગુણ આત્મના રે, પ્રભુ પ્રભુતા લય લીન; શુદ્ધ સ્વરૂપી રૂપે તન્મયી રે, તસુ આસ્વાદન પીન ॥ પૂ૦ ॥ ૪ ॥ શુદ્ધ તત્વ રસ રંગી ચેતના રે, પામે આત્મ સ્વભાવ; આત્માલંબી નિજ ગુણ સાધનો રે, પ્રગટે પૂજ્ય સ્વભાવ ॥ પૂ૦ ॥ ૫ ॥ આપ અકર્ત્તા સેવાથી હુવે રે, સેવક પૂરણ સિદ્ધિ; નિજ ધન ન દીયે પણ આશ્રિત લહે રે, અક્ષય અક્ષર રિદ્ધિ ॥ પૂ૦ ॥ ॥૬॥ જિનવર પૂજા રે તે નિજ પૂજના રે, પ્રગટે અન્વય શકિત; પરમાનંદ વિલાસી અનુભવે રે, દેવચંદ્ર પદ વ્યકિત ॥ પૂ૦ ॥ ૭॥

## ૬ અથ શ્રી યશોવિજયજી કૃત સ્તવન.

સાહેબા મોતીડો હમારો ॥ એ દેશી ॥

સ્વામી તુમે કાંઈ કામણ કીધું, ચિત્તડું અમારૂં ચોરી લીધું ॥ સાહેબા વાસુપૂજ્ય જિણંદા, મોહના વાસુપૂજ્ય૦ ॥ એ આંકણી ॥ અમે

પણ તુમશું કામણ કરશું, ભક્તિ ગ્રહી મન ઘરમાં ધરશું ॥ સાહેબ૦ ॥ ૧ ॥ મન ઘરમાં ધરીયા ઘરશોભા, દેખત નિત્ય રહેશો થિરથોભા ॥ મન વૈકુંઠ અકુંઠિત ભક્તે, યોગી ભાંખે અનુભવ યુક્તે ॥ સા૦ ॥ ૨ ॥ કલેશે વાસિત મન સંસાર, કલેશ રહિત મન તે ભવપાર ॥ જો વિશુદ્ધ મન ઘર તુમે આવ્યા, પ્રભુ તો અમે નવ નિધિ ઋદ્ધિ પાવ્યા ॥ સા૦ ॥ ૩ ॥ સાત રાજ અલગા જઈ બેઠા, પણ ભગતે અમ મનમાં પેઠા ॥ અલગાને વલગ્યા જે રહેવું, તે ભાણા ખડખડ દુઃખ સહેવું ॥ સા૦ ॥૪ ॥ ધ્યાયક ધ્યેય ધ્યાન ગુણ એકે, ભેદ છેદ કરશું હવે ટેકે ॥ ખીર નીર પરે તુમશું મલશું, વાચક યશ કહે હેજે હલશું ॥ સા૦ ॥ ૫ ॥

## ૭ અથ શ્રી વીરવિજયજી કૃત.

## શ્રી વાસુપૂજ્ય સ્વામીની સ્તુતિ.

વિમલ ગુણ અગારં, વાસુપૂજ્યં સફારં નિહત વિષય વિકારં, પ્રાપ્ત કૈવલ્ય સારં ॥ વચન રસ ઉદારં, મુક્તિ તત્ત્વં વિચારં ॥ વીર

વિઘન નિવારં, સ્તૌમિ ચંડી કુમારં ॥ ૧ ॥

## ૮ અથ શ્રી પદ્મવિજયજી કૃત સ્તુતિ.

વિશ્વના ઉપગારી, ધર્મના આદિકારી ॥ ધર્મના દાતારી, કામ ક્રોધાદિ વારી ॥ તાર્યાં નર નારી, દુઃખ દોહગ્ગ વારી ॥ વાસુપૂજ્ય નિહારી, જાઉં હું નિત્ય શારી ॥ ૧ ॥

ઇતિ શ્રી વાસુપૂજ્ય સ્વામીનાં ચૈત્યવંદન, સ્તવન, અને સ્તુતિ સમાપ્ત.

---

## ૧ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી વિમલનાથ સ્વામીનું ચૈત્યવંદન.

અષ્ટમ સ્વર્ગ થકી ચવી, કંપીલપુરમાં વાસ; ઉત્તરાભાદ્ર પદે જનમ, માનવગણ મીન રાશિ ॥૧॥ યોની છાગ સુહંકરૂ, વિમલનાથ ભગવંત; દોય વરસ તપ નિર્જલી, જંબુતલે અરિહંત ॥૨॥ ષટ સહસ મુનિ સાથશ્યું એ, વિમલ વિમલ પદ પાય; શ્રી શુભવીરને સાંઇશ્યું, મલવાનું મન થાય ૩॥

## ૨ અથ શ્રી પદ્મવિજયજી કૃત ચૈત્ય૦

કંપીલપુરે વિમલ પ્રભુ, શામા માતા મ-
લ્હાર; કૃતવર્મ્મા નૃપ કુલ નભે, ઉગમિયો
દિનકાર ॥૧॥ લંછન રાજે વરાહનું, સાઠ ધ-
નુષનીં કાયા; સાઠલાખ વરસાં તણું, આયુ
સુખ દાયા ॥૨॥ વિમલ વિમલ પોતે થયો
એ, સેવક વિમલ કરેહ; તુઝ પદ પદ્મવિ-
મલ પ્રત્યે, સેવું ધરી સસનેહ ॥૩॥

## ૩ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચૈત્ય૦

અષ્ટમ કલ્પ થકી ચવ્યા, માધવ સુદિ
બારશે; શુદિ માહા ત્રિજે જણ્યા, તસ ચોથે
વ્રત રસ ॥૧॥ શુદિ પોસિ છઠ્ઠે લહયા, વર
નિર્મલ કેવલ; વદિ સાતમ આષાઢની, પા-
મ્યા પદ અચલ ॥૨॥ વિમલ જિનેસર વં-
દિએ એ જ્ઞાનવિમલ કરી ચિત્ત; તેરસમો જિ-
નનિત દિયે, પુણ્ય પરિઘલ વિત્ત ॥૩॥

## ૪ અથ શ્રી આનંદઘનજી કૃત શ્રી વિમલનાથ સ્વામીનું સ્તવન.

રાગ મલ્હાર ॥ઇડર આંબા આબલીરે એદેશી॥

દુઃખ દોહગ દૂરે ટલ્યાંરે. સુખ સંપદ શું ભેટ, ધીંગ ધણી માંથે કિયારે, કુણ ગંજે નર ખેટ ॥ વિમલ જિન, દીઠાં લોયણ આજ ॥મ હારાં સીધ્યાં વંછિત કાજ॥ વિમલ જિન૦॥ દીઠા૦ ॥૧॥ ચરણ કમલ કમલા વસેરે. નિર્મલ થિર પદ દેખ ॥સમલ અથિર પદ પરિહરીરે, પંકજ પામર પેખ ॥ વિ૦ ॥દી૦ ॥૨॥ મુઝ મન તુઝ પદ પંકજેરે, લીનો ગુણ મકરંદ ॥રંક ગણે મંદિરધરા રે, ઇંદ ચંદ નાગિંદ ॥વિ૦ ॥દી૦ ॥૩॥ સાહિબ સમરથ તું ધણીરે, પામ્યો પરમ ઉદાર ॥ મન વિશરામી વાલહોરે, આતમ ચો આધાર ॥ વિ૦॥ દી૦ ॥૪॥ દરિસણ દીઠે જિન તણુ રે, શંસય ન રહે વેધ ॥ દિનકર કરભર પસરંતા રે, અંધકાર પ્રતિષેધ ॥વિ૦ દી૦ ॥૫॥ અમિય ભરી મૂરતિ રચીરે, ઉપમ ન ઘટે કોય ॥શાંતિ સુધારસ ઝીલતી રે; નિરખત તૃપ્તિ ન હોય ॥વિ૦ દી૦ ॥૬॥ એક અરજ સેવક તણીરે, અવધારો જિનદેવ ॥ કૃપા કરી મુઝ દાજીયેરે, આનંદઘન પદ સેવ ॥વિ૦ દી૦ ॥૭॥

## ૫ અથ શ્રી દેવચંદ્રજી કૃત સ્તવન.

દાસ અરદાસ શી પરે કરેજી ॥ એદશી ॥

વિમલજિન વિમલતા તાહરીજી, અવર બીજે ન કહાય; લઘુ નદી જિમ તિમ લંઘીયેજી, સ્વયંભુરમણ ન તરાય ॥વિ૦ ॥૧॥ સયલ પુઠવી ગિરિ જલ તરૂજી, કોઈ તોલે એક હથ્થ; તેહ પણ તુઝ ગુણ ગણ ભણીજી, ભાંખવા નહી સમરથ ॥વિ૦ ॥૨॥ સર્વ પુદ્ગળ નભ ધર્મનાજી, તેમ અધર્મ પ્રદેશ; તાસ ગુણ ધર્મ પજજવ સહુજી, તુઝ ગુણ એક તણો લેશ ॥વિ૦ ॥૩॥ એમ નિજ ભાવ અનંતનોજી, અસ્તિતા કેટલી થાય; નાસ્તિતા સ્વપર પદ અસ્તિતાજી, તુઝ સમકાલ સમાય ॥વિ૦ ॥૪॥ તાહરા શુદ્ધ સ્વભાવને જી, આદરે ધરી બહુ માન; તેહને તેહીજ નીપજેજી, એ કોઈ અદ્‌ભુત તાન ॥વિ૦॥૫॥ તુમ્હ પ્રભુ તુમ્હ તારક વિભુજી, તુમ સમો અવર ન કોય; તુમ દરિસણથકી હું તરયોજી, શુદ્ધ આલંબન હોય ॥વિ૦ ॥૬॥ પ્રભુ તણી વિમલતા ઓલખીજી, જે કરે થિર મન સે-

વ; કેવચંદ્ર પદ તે લહેજી, વિમલ આનંદ સ્વયમેવ ॥ વિ૦ ॥૭॥

## ૬ અથ શ્રી યશોવિજયજી કૃત સ્તવન.

નમોરે નમો શ્રી શેત્રુંજા ગિરિવર ॥એ દેશી॥

સેવો ભવિયા વિમલ જિણેસર, દુલ્લહા સજ્જન સંગાજી; એવા પ્રભુનું દરિસન લેવું, તે આલસ માંહે ગંગાજી ॥સેવો૦ ॥૧॥ અવસર પામી આલસ કરશે, તે મૂરખમાં પેહેલોજી; ભૂખ્યાને જેમ ઘેબર દેતાં, હાથ ન માંડે ઘેલોજી; ॥સે૦ ॥૨॥ ભવ અનંતમાં દર્શન દીઠું, પ્રભુ એહવા દેખાડેજી; વિકટ ગ્રંથ જે પોલિ પોલિયો, કર્મ વિવર ઉઘાડેજી ॥સે૦ ॥૩॥ તત્વ પ્રીતિ કરિ પાણી પાએ, વિમલાલોકે આંજીજી; લોયણ ગુરૂ પરમાન્ન દિએ તવ, ભર્મ નાંખે સવિ ભાંજીજી ॥સે ॥૪॥ ભર્મ ભાગો તવ પ્રભુ શું પ્રેમે, વાત કરૂ મન ખોલીજી; સરળ તણે જે હઇડે આવે, તેહ જણાવે બોલીજી ॥ સે૦ ॥૫॥ શ્રી નયવિજય વિબુધ પય સેવક, વાચક યશ કહે સાચુંજી; કોડ કપટ જો કોઈ દિખાવે, તો

પ્રભુ વિણ નહિ રાચુંજી ॥ સે૦ ॥૬॥

## ૭ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી વિમળનાથ સ્વામિની સ્તુતિ.

વિમલનાથ વિમલ ગુણ વર્યા, જિન પદ ભોગી ભવ નિસ્તર્યા; વાણી પાંત્રીસ ગુણ લક્ષણી, છમ્મુહ સુર પ્રવરા જક્ષણી ॥ ૧ ॥

## ૮ અથ શ્રી પદ્મવિજયજી કૃત સ્તુતિ.

વિમલજિન જુહારો, પાપ સતાપ વારો ॥ શ્યામાંબ મલ્હારો, વિશ્વ કીર્તિ વિફારો ॥ યોજન વિસ્તારો, જાસ વાણી પ્રસારો ॥ ગુણ ગણ આધારો, પુન્યના એ પ્રકારો ॥૧॥

ઇતિ શ્રી વીમલનાથ સ્વામીનાં ચૈત્યવંદન, સ્તવન અને સ્તુતિ સમાપ્ત.

---

## ૧ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી અનંતનાથ સ્વામીનું ચૈત્યવંદન.

દેવલોક દશમા થકી, ગયા અયોધ્યા ઠામ; હસ્તિ યોનિ અનંતને, દેવગણ અભિરામ ॥ ૧ ॥ રેવતિએ જનમ્યા પ્રભુ, મિન રાશી

સુખકાર; ત્રણ વરસ છદ્મસ્થમાં, નહિ અ-
શાદિ ઉચ્ચાર ॥ ૨ ॥ પીંપલ વૃક્ષે પામીયા-
એ, કેવલ લક્ષ્મીનિધાન; સાત સહસશું
શિવવર્યા, વાર કહે બહુમાન ॥ ૧ ॥

## ૨ અથ શ્રી પદ્મવિજયજી કૃત ચૈત્ય૦

અનંત અનંત ગુણ આગરૂ, અયોધ્યા
વાસી; સિંહસેન નૃપ નંદનો, થયો પાપ નિ-
કાસી ॥ ૧ ॥ સુજસા માતા જન્મીયો, ત્રીસ
લાખ ઉદાર; વરસ આઉખું પાલિયું, જિન-
વર જયકાર ॥ ૨ ॥ લંછન સિંચાણું તણું એ,
કાયા ધનુષ પંચાસ; જિનપદ પદ્મ નમ્યાથ-
કી, લહિયે સહજ વિલાસ ॥ ૩ ॥

## ૩ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચૈત્ય૦

પ્રાણત થકી ચવિયા છહાં, શ્રાવણ શુદિ
સાતમ; વૈશાખ વદિ તેરશે, જન્મ્યા ચૌદશે
વ્રત ॥ ૧ ॥ વદિ વૈશાખી ચૌદશે, કેવલ પણ
પામ્યા, ચૈત્ર શુદિ પંચમી દિને, શિવ વનિ-
તા કામ્યા ॥ ૨ ॥ અનંત જિનેશ્વર ચૌદમા
એ, કીધા દુશ્મન અંત; જ્ઞાનવિમલ કહે
નામથી, તેજ પ્રતાપ અનંત ॥ ૩ ॥

# ૪ અથ શ્રી આનંદઘનજી કૃત શ્રી અનંતનાથ સ્વામીનું સ્તવન.

ધાર તરવારની સોહલી દોહલી, ચઉદમા જિનતણી ચરણ સેવા; ધાર પર નાચતાં દેખ બાજીગરા, સેવના ધારપર રહે ન દેવા ॥ ધાર૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ એક કહે સેવિયે વિવિધ કિરિયા કરી, ફલ અનેકાંત લોચન ન દેખે; ફલ અનેકાંત કિરિયા કરી બાપડા, રડવડે ચાર ગતિ માંહે લેખે ॥ ધાર૦ ॥ ૨ ॥ ગચ્છના ભેદબહુ નયણ નીહાલતાં, તત્ત્વની વાત કરતાં ન લાજે; ઉદર ભરણાદિ નિજ કાજ કરતાં થકાં, મોહ નડિયા કલિકાલ રાજે ॥ ધાર૦ ॥૩॥ વચન નિરપેક્ષ વ્યવહાર જૂઠો કહ્યો; વચન સાપેક્ષ વ્યવહાર સાચો; વચન નિરપેક્ષ વ્યવહાર સંસાર ફલ, સાંભલી આદરી કાંઈ રાચો ॥ ધાર૦ ॥ ૪ ॥ દેવ ગુરૂ ધર્મની શુદ્ધિ કહો કેમ રહે, કેમ રહે શુદ્ધ શ્રદ્ધા ન આણો; શુદ્ધ શ્રદ્ધાન વિણ સર્વ કિરિયા કરી, છાર પર લીપણું તેહ જાણો ॥ધા૦ ॥ ૫ ॥ પાપ નહી કોઈ ઉત્સૂત્ર ભાષણ જિ-

રચો, ધર્મ નહી કોઈ જગ સૂત્ર સરિખો; સૂત્ર અનુસાર જે ભવિક કિરિયા કરે, તેહનું શુદ્ધ ચારિત્ર પરિખો ॥ ધાર૦ ॥ ૬ ॥ એહ ઉપદેશનો સાર સંક્ષેપથી, જે નરા ચિત્તમેં નિત્ય ધ્યાવે; તે નરા દિવ્ય બહુ કાલ સુખ અનુભવી, નિયત આનંદઘન રાજ પાવે ॥ ધાર૦ ॥ ૭ ॥

## ૫ અથ શ્રી દેવચંદ્રજી કૃત શ્રી અનંતનાથ સ્વામીનું સ્તવન.

દીઠી હો પ્રભુ દીઠી જગગુરૂ તુઝ ॥ એદેશી ॥

મુરતિ હો પ્રભુ મૂરતિ અનંત જિણંદ, તાહરી હો પ્રભુ તાહરી મુઝ નયણે વસીજી ॥ સમતા હો પ્રભુ સમતા રસનો કંદ, સહેજે હો પ્રભુ સહેજે અનુભવ રસ લસીજી ॥૧॥ ભવદવ હો પ્રભુ ભવદવ તાપિત જીવ, તેહને હો પ્રભુ તેહને અમૃત ઘન સમીજી ॥ મિથ્યા વિષ હો પ્રભુ મિથ્યા વિષની ખીવ, હરવા હો પ્રભુ હરવા જાંગુલિ મનરમીજી ॥ ૨ ॥ ભાવ હો પ્રભુ ભાવ ચિંતામણી એહ, આતમ હો પ્રભુ આતમ સંપતિ

આપવાજી ॥ એહિજ હો પ્રભુ એહિજ શિવસુખ ગેહ, તત્વ હો પ્રભુ તત્વાલંબન થાપવાજી ॥૩॥ જાયે હો પ્રભુ જાએ આશ્રવ ચાલ, દીઠે હો પ્રભુ દીઠે સંવરતા વધેજી ॥ રત્ન હો પ્રભુ રત્નત્રયી ગુણમાલ, અધ્યાતમ હો પ્રભુ અધ્યાતમ સાધન સધેજી ॥ ૪ ॥ મીઠી હો પ્રભુ મીઠી સૂરત તુઝ, દીઠી હો પ્રભુ દીઠી રુચિ બહુમાનથીજી, તુઝ ગુણ હો પ્રભુ તુઝ ગુણ ભાસન યુક્ત, સેવે હો પ્રભુ સેવે તસુ ભવ ભય નથીજી ॥૫॥ નામે હો પ્રભુ નામે અદ્‌ભુત રંગ, ઠવણા હો પ્રભુ ઠવણા દીઠે ઉલ્લસેજી ॥ ગુણ આસ્વાદ હો પ્રભુ ગુણ આસ્વાદ અભંગ, તન્મય હો પ્રભુ તન્મયતાયે જે ધસેજી ॥ ૬ ॥ ગુણ અનંત હો પ્રભુ ગુણ અનંતનો વૃંદ, નાથ હો પ્રભુ નાથ અનંતને આદરેજી ॥ દેવચંદ્ર હો પ્રભુ દેવચંદ્રને આનંદ, પરમ હો પ્રભુ પરમ મહોદય તે વરેજી ॥ ૭ ॥

## ૬ અથ શ્રી યશોવિજયજી કૃત સ્તવન.

સાહેલડિયાં ॥ એ દેશી ॥

શ્રી અનંત જિન શું કરો ॥ સાહેલડિયાં॥ ચોલ મજીઠનો રંગરે ॥ ગુણ વેલડિયાં ॥ સાચો રંગ તે ધર્મનો ॥ સાહેલડિયાં ॥ બીજો રંગ પતંગરે ॥ ગુણ વેલડિયાં ॥ ૧ ॥ ધર્મ રંગ જીરણ નહી ॥ સા૦ ॥ દેહ તે જીરણ થઃ યરે ॥ ગુ૦॥ સોનું તે વિણસે નહી ॥ સા૦॥ ઘાટ ઘડામણ જાયરે ॥ ગુ૦ ॥ ૨ ॥ ત્રાંબું જે રસ વેધિઉં ॥ સા૦ ॥ તે હોય જાચું હેમરે ॥ ગુ૦ ॥ ફરિ ત્રાંબું તે નવિ હુએ ॥ સા૦ ॥ એહવો જગ ગુરૂ પ્રેમરે ॥ ગુ૦ ॥ ૩ ॥ ઉત્તમ ગુણ અનુરાગથી ॥ સા૦ ॥ લહિયે ઉત્તમ ઠામરે ॥ગુ૦ ॥ ઉત્તમ નિજ મહિમા વધે ॥ સા૦ ॥ દીપે ઉત્તમ ધામરે ॥ ગુ૦ ॥ ૪ ॥ ઉદક બિંદુ સાયર ભલ્યો ॥ સા॥ ॥ જિમ હોય અખય અભંગરે ॥ ગુ૦ ॥ વાચક યશ કહે પ્રભુ ગુણે ॥ સા૦ ॥ તિમ મુઝ પ્રેમ પ્રસંગ રે ॥ ગુ૦ ॥ ૫ ॥

## ૭ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી અનંતનાથ સ્વામીની સ્તુતિ.

જ્ઞાનાદિકા ગુણવરા નિવસંત્યનંતે, વજ્રી

સુપર્વ મહિતો જિન પાદ પદ્મે; ગ્રંથાર્ણવે મતિવરા પ્રણતિસ્મ ભકત્યા, પાતાલચાંકુશી સુરી શુભ વીર દક્ષા ॥ ૧ ॥

## ૮ અથ શ્રી પદ્મવિજયજી કૃત સ્તુતિ.

અનંત અનંત નાણી, જાસ મહિમા ગવાણી॥ સુરનર તિરિ પ્રાણી, સાંભલે જાસ વાણી ॥ એક વચન સમઝાણી, જેહ સ્યાદ્વાદ જાણી, તર્યા તે ગુણ ખાણી, પામીયા સિદ્ધિ રાણી ॥ ૧ ॥

ઇતિ શ્રી અનંતનાથ સ્વામીનાં ચૈત્યવંદન, સ્તવન, અને સ્તુતિ સમાપ્ત.

---

## ૧ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી ધર્મનાથ સ્વામીનું ચૈત્યવંદન.

વિજય વિમાન થકી ચવ્યા, રત્નપુરે અવતાર, ધર્મનાથગણ દેવતા, કર્કરાશિ મનોહાર ॥ ૧॥ જન્મ્યા પુષ્ય નક્ષેતરે, યોની છાગ વિચાર; દોય વરસ છદ્મસ્થમાં, વિચર્યા ધર્મ દયાલ ॥ ૨ ॥ દધિપર્ણાધે કેવલી, વીર વર્યા બહુ ઋદ્ધ; કર્મ ખપાવીને હુવા, અ-

ડસય સાથે સિદ્ધ ॥ ૩ ॥

## ૨ અથ શ્રી પદ્મવિજયજી કૃત ચૈત્ય૦

ભાનુનંદન ધર્મનાથ, સુવ્રતા ભલિમાત; વજ્ર લાંછન વજ્રી નમે, ત્રણ ભુવન વિખ્યાત ॥ ૧ ॥ દશલાખ વરસનું આઉખુ, વપુ ધનુષ પિસ્તાલીસ; રત્નપુરીનો રાજીયો, જગમાં જાસ જગીસ ॥ ૨ ॥ ધર્મ મારગ જિનવર કહે એ, ઉત્તમ જન આધાર; તિણે તુઝ પાદ પદમ તણી, સેવા કરૂ નિરધાર ॥ ૩ ॥

## ૩ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચૈત્ય૦

વૈશાખી સુદિ સાતમે, ચવિયા શ્રી ધર્મ; વિજય થકી મહા માસની, શુદિ ત્રીજે જન્મ ॥ ૧ ॥ તેરશ માહી ઉજલી, લીયે સંજમ ભાર; પોશી પુનમે કેવલી, ગુણના ભંડાર ॥ ૨ ॥ જેઠી પાંચમ ઉજલીએ, શિવપદ પામ્યા જેહ; નય કહે એ જિન પ્રણમતાં, વાધે ધર્મ સનેહ ॥ ૩ ॥

## ૪ અથ શ્રી આનંદઘનજી કૃત શ્રી ધર્મનાથ સ્વામીનું સ્તવન.

રાગ ગોડી સારંગ, દેશી રશીયાની.

ધર્મજિનેસર ગાઉં રંગશું, ભંગ મ પ-
ડશોહો પ્રીત ॥ જિનેસર ॥ બીજો મન મં-
દિર આણું નહીં, એ અમ કુલવટ રીત ॥જિ૦
ધર્મ૦ ॥ ૧ ॥ ધરમ ધરમ કરતો જગ સહુ
ફિરે, ધરમ ન જાણે હો મર્મ ॥ જિ૦ ॥ ધ-
રમ જિનેસર ચરણ ગ્રહ્યા પછી, કોઈ ન બાંધે
હો કર્મ ॥ જિ૦ ॥ ધર્મ૦ ॥ ૨ ॥ પ્રવચન અં-
જન જો સદ્‌ગુરૂ કરે, દેખે પરમ નિધાન
॥જિ૦॥ હૃદય નયણ નિહાલે જગ ધણી,
મહિમા મેરૂ સમાન ॥ જિ ॥ ધર્મ૦ ॥ ૩ ॥
દોડત દોડત દોડત દોડીયો, જેતી મનની રે
દોડ ॥ જિ૦ ॥ પ્રેમ પ્રતીત વિચારો ઢુકડી,
ગુરૂગમ લેજોરે જોડ ॥જિ૦॥ધર્મ૦॥ ૪ ॥ એક
પખી કેમ પ્રીતિ વરે પડે, ઉભય મિલ્યા હુ-
એ સંધિ ॥ જિ૦ ॥ હું રાગી હું મોહે ફં-
દિયો, તું નીરાગી નિરબંધ ॥ જિ૦ ॥ ધર્મ૦
॥ ૫ ॥ પરમ નિધાન પ્રગટ મુખ આગલે,
જગત ઉલંઘી હો જાય ॥ જિ૦ ॥ જ્યોતિ
વિના જુઓ જગદીશની, અંધો અંધ પલાય
॥ જિ૦ ॥ ધર્મ૦ ॥ ૬ ॥ નિર્મલ ગુણ મણિ રો-

હુણુ ભૂધરા, મુનિજન માનસહંસ ॥ જિ૦ ॥
ધન તે નગરી ધન વેલા ઘડી, માતા પિતા
કુલવંશ ॥ જિ૦ ॥ ધર્મ૦ ॥૭॥ મન મધુકર
વર કર જોડી કહે, પદકજ નિકટ નિવાસ
॥ જિ૦ ॥ ધન નામી આનંદઘન સાંભલો,
એ સેવક અરદાસ ॥ જિ૦ ॥ ધર્મ૦ ॥ ૮ ॥

## ૫ અથ શ્રી દેવચંદ્રજી કૃત શ્રી ધર્મનાથ સ્વામીનું સ્તવન.

સફલ સંસાર અવતાર એ હું ગણું એ દેશી.

ધર્મ જગનાથનો ધર્મ શુચિ ગાઇયે, આપણો આતમા તેહવો ભાવિયે; જાતિ જસુ એકતા તેહ પલટે નહીં, શુદ્ધ ગુણ પજજવા વસ્તુ સત્તામયી ॥ ૧ ॥ નિત્ય નિરવયવ વલિ એક અક્રિયપણે, સર્વ ગત તેહ સામાન્ય ભાવે ભણે; તેહથી ઇતર સાવયવ વિશેષતા, વ્યક્તિ ભેદે પડે જેહની ભેદતા ॥ ૨ ॥ એકતા પિંડને નિત્ય અવિનાશતા, અસ્તિ નિજ ઋદ્ધિથી કાર્ય ગત ભેદતા; ભાવ શ્રુત ગમ્ય અભિલાપ્ય અનંતતા, ભવ્ય પર્યાયની જે પરાવર્તના ॥ ૩ ॥ ક્ષેત્ર ગુણ ભાવ અવિભાગ

અનેકતા, નાશ ઉત્પાદ અનિત્ય પર નાસ્તિતા; ક્ષેત્ર વ્યાપ્યત્વ અભેદ અવ્યક્તતા, વસ્તુ તે રૂપથી નિયત અભવ્યતા ॥૪॥ ધર્મ પ્રાગ્ભાવતા સકલ ગુણ શુદ્ધતા, ભોગ્યતા કર્તૃતા રમણ પરિણામતા; શુદ્ધ સ્વપ્રદેશતા, તત્વ ચૈત્યનતા, વ્યાપ્ય વ્યાપક તથા ગ્રાહ્ય ગ્રાહક ગતા ॥ ૫ ॥ સંગ પરિહારથી સ્વામી નિજ પદ લહ્યું, શુદ્ધ આત્મિક આનંદ પદ સંગ્રહ્યું; જહવિ પરભાવથી હું ભવોદધિ વસ્યો, પરતણો સંગ સંસારતાયે ગ્રસ્યો ॥ ૬ ॥ તહવિ સત્તા ગુણે જીવ એ નિર્મલો, અન્ય સંસ્લેષ જિમ સ્ફટિક નવિ શામલો; જે પરોપાધિથી દુષ્ટ પરિણતિ ગ્રહી, ભાવ તાદાત્મ્યમાં માહરૂં તે નહીં ॥ ૭ ॥ તિણે પરમાત્મ પ્રભુ ભક્તિ રંગી થઈ, શુદ્ધ કારણ રસે તત્ત્વ પરિણતિ મયી, આત્મગ્રાહક થયે તજે પર ગ્રહણતા, તત્વ ભોગી થયે ટલે પરભોગ્યતા ॥ ૮ ॥ શુદ્ધ નિ:પ્રયાસ નિજભાવ ભોગી યદા, આત્મક્ષેત્રે નહી અન્ય રક્ષણ તદા; એક અસહાય નિસ્સંગ નિર્દ્વંદ્વતા, શક્તિ ઉત્સર્ગની હોય સહુ વ્યક્તતા ॥ ૯ ॥

તેણે મુઝ આતમા તુઝથકી નીપજે, માહરી સંપદા સકલ મુઝ સંપજે; તિણે મન મંદિરે ધર્મ પ્રભુ ધ્યાઇયે, પરમ આચંદ નિજ સિદ્ધિ સુખ પાઇયે ॥ ૧૦ ॥

૬ અથ શ્રી યશોવિજયજી કૃત.

બેડલે ભારઘણોછે રાજ,વાતાં કેમકરોછો એ દેશી

થાશું પ્રેમ બન્યો છે રાજ, નિરવહેશો તો લેખે ॥ મેં રાગી થેં છો નીરાગી, અણ જુગતે હોય હાંસી ॥ એક પખો જે નેહ નિર્વહિશો, તેહમાં શી સાબાશી ॥ થાશું૦ ॥૧॥ નીરાગી સેવે કાંઈ હોવે, ઇમ મનમાં નવિ આણું ॥ ફલે અચેતન પણ જિમ સુરમણિ, તિમ તુમ ભક્તિ પ્રમાણું ॥ થા૦ ॥ ૨ ॥ ચંદન શીતલતા ઉપજાવે, અગ્નિ તે શીત મિટાવે ॥ સેવકનાં તિમ દુઃખ ગમાવે, પ્રભુ ગુણ પ્રેમ સ્વભાવે ॥ થા૦ ॥૩ ॥ વ્યસન ઉદયજે જલધિ અણુ હરે, શશીનું તેજ સંબંધે ॥ અણુ સંબંધે કુમુદ અણુ હરે, શુદ્ધ સ્વભાવ પ્રબંધે ॥ થા૦ ॥ ૪ ॥ દેવ અનેરા તુમથી છોટા, થેં જગમાં અધિકેરા ॥ યશ

કહે ધર્મ જિનેશ્વર થાંશું, દિલ માન્યા હે મેરા ॥ થા૦ ॥ ૫ ॥

## ૭ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી ધર્મનાથ સ્વામીની સ્તુતિ.

સખિ ધર્મ જિનેસર પૂજિયે, જિનપૂજે મોહુને ધ્રુજિયે ॥ પ્રભુ વયણ સુધારસ પીજિયે, કિન્નર કંદર્પે રીઝીયે ॥ ૧ ॥

## ૮ અથ શ્રી પદ્મવિજયજી કૃત.

ધરમ ધરમ ધોરી, કર્મના પાસ તોરી ॥ કેવલ શ્રી જોરી, જેહ ચોરે ન ચોરી ॥ દર્શની મદ છોરી, જાય ભાગ્યા સટોરી ॥ નમે સુરનર કોરી, તે વરે સિદ્ધિ ગોરી ॥ ૧ ॥

ઇતિ શ્રી ધર્મનાથ સ્વામીનાં ચૈત્યવંદન સ્તવન, અને સ્તુતિ સમાપ્ત.



## ૧ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી શાંતિનાથ સ્વામીનું ચૈત્યવંદન.

સર્વાર્થ સિદ્ધ થકી, ચવિયા શાંતિ જિ-

હુંશ ॥ હસ્તિનાગપુર અવતર્યા, યોનીહ-
સ્તિ વિશેષ ॥ ૧ ॥ માનવ ગણ ગુણવંતને,
મેષરાશિ સુવિલાસ ॥ ભરણીયે જનમ્યા પ્ર-
ભુ, છદ્મસ્થા એગવાસ ॥ ૨ ॥ કેવલ નંદિ
તરૂ તલેએ, પામ્યા અંતર ઝાણ ॥ વીર કર-
મને ક્ષય કરી, નવસત શું નિર્વાણ ॥૩॥

## ૨ અથ શ્રી પદ્મવિજયજી કૃત ચૈત્યવંદન.

શાંતિ જિનેશ્વર સોલમા, અચિરા સુત
વંદો ॥ વિશ્વસેન કુલનભો મણિ, ભવિજન
સુખ કંદો ॥૧॥ મૃગ લંછન જિન આઉખું,
લાખ વરસ પ્રમાણ ॥ હથ્થિણા ઉર નયરી
ધણી, પ્રભુજી ગુણમણિ ખાંણ ॥૨॥ ચાલીશ
ધનુષની દેહડીએ, સમચોરસ સંઠાણ ॥ વ-
દન પદ્મ જ્યૂ ચંદલો, દીઠે પરમ કલ્યાણ. ૩

## ૩ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચૈત્ય૰

ભાદ્રવ વદિ સાતમ દિને, સવ્વટ્ઠથી ચવિ-
યા ॥ વદિ તેરશ જેઠ જણ્યા, દુઃખ દોહગ
સમિયા ॥૧॥ જેઠ ચૌદશે વદિ દિને, લીયે
સંજમ પ્રેમ, કેવલ ઉજવલ પોસની, નવમી
દિન ખેમ ॥ ૨ ॥ પંચમ ચક્રી પરવડાએ,

સોલમા જિનરાજ, જેઠ વદિ તેરશે શિવ લ-
હ્યા, નય કહે સારો કાજ. ॥ ૩ ॥

## ૪ અથ શ્રી આનંદઘનજી કૃત શ્રી શાંતીનાથ સ્વામીનું સ્તવન.

રાગ મલ્હાર ॥ ચતુર ચોમાસું પડિક્કમી ॥ એ દેશી
શાંતિ જિન એક મુઝ વીનતિ, સુણો ત્રિ-
ભુવન રાયરે ॥ શાંતિ સરૂપ કિમ જાણિયે,
કહો મન પરખાય રે ॥ શાંતિ ॥ ૧ ॥ એ આં-
કણી ॥ ધન્ય તું આતમા જેહને, એહવો
પ્રશ્ન અવકાશ રે ॥ ધીરજ મન ધરી સાંભલો,
કહું શાંતિ પ્રતિભાસરે ॥ શાંતિ ॥ ૨ ॥ ભાવ
અવિશુદ્ધ સુવિશુદ્ધ જે, કહ્યા જિનવર દેવ
રે ॥ તે તેમ અવિતથ સદ્દહે, પ્રથમ એ શાં-
તિપદ સેવરે ॥ શાંતિ૦ ॥ ૩ ॥ આગમધર
ગુરૂ સમકિતી, કિરિયા સંવર સાર રે ॥ સં-
પ્રદાયી અવંચક સદા, શુચિ અનુભવાધાર
રે ॥ શાંતિ૦ ॥૪॥ શુદ્ધ આલંબન આદરે,
તજી અવર જંજાલ રે ॥ તામસી વૃત્તિ સવિ
પરિહરી, ભજે સાત્વિકી શાલ રે ॥ શાંતિ૦
॥ ૫ ॥ ફલવિસંવાદ જેહમાં નહી, શબ્દ તે

અર્થ સંબંધિ રે ॥ સકલ નય વાદ વ્યાપી રહ્યો, તે શિવ સાધન સંધિરે ॥ શાંતિ ॥૬॥ વિધિ પ્રતિષેધ કરિ આતમા, પદારથ અવિરોધ રે, ગ્રહણ વિધિ મહાજને પરિગ્રહ્યો, ઇસ્યો આગમેં બોધ રે; શાંતિ૦ ॥૭॥ દુષ્ટ જન સંગતિ પરિહરી, ભજે સુગુરૂ સંતાન રે, જોગ સામર્થ્ય ચિત ભાવજે, ધરે મુગતિ નિદાન રે; શાંતિ૦ ॥ ૮ ॥ માન અપમાન ચિત્ત સમ ગણે, સમ ગણે કનક પાષાણ રે, વંદક નિંદક સમ ગણે, ઇસ્યો હોયે તું જાણરે; શાંતિ૦ ॥ ૯ ॥ સર્વ જગ જંતુને સમ ગણે, ગણે તૃણ મણિ ભાવરે ॥ મુક્તિ સંસાર બેહુ સમ ગણે, મુણે ભવજલ નિધિ નાવ રે, શાંતિ૦ ॥૧૦॥ આપણો આતમભાવ જે, એક ચેતનાધાર રે; અવર સવિ સાથ સંયોગથી, એહ નિજ પરિકર સાર રે ॥ શાંતિ૦ ॥૧૧॥ પ્રભુ મુખથી એમ સાંભલી, કહે આતમરામ રે ॥ તાહરે દરિસણે નિસ્તર્યો, મુઝ સીધાં સવિ કામ રે, શાંતિ૦ ॥ ૧૨ ॥ અહો અહો હું મુઝને કહું, નમો મુઝ નમો મુઝરે ॥ અમિત ફલ દાન

જ્ઞાતારની, જેહુની ભેટ થઇ તુઝ રે॥ શાંતિ૦ ॥ ૧૩ ॥ શાંતિ સરૂપ સંક્ષેપથી, કહ્યો નિજ પરરૂપ રે ॥ આગમમાંહે વિસ્તર ઘણો, કહ્યો શાંતિ જિનભુપ રે, શાંતિ૦॥૧૪॥ શાંતિ સરૂપ એમ ભાવશે, ધરી શુદ્ધ પ્રણિધાન રે ॥ આનંદઘન પદ પામશે, તે લેહેશે બહુ માન રે ॥ શાંતિ૦ ॥ ૧૫ ॥

## ૫ અથ શ્રી દેવચંદજી કૃત સ્તવન.

માલા કિહાં છે રે ॥ એ દેશી ॥

જગત દિવાકર જગત કૃપાનિધિ, વાલ્હા મારા સમવસરણમાં બેઠા રે; ચઉમુખ ચઉવિહ ધર્મ પ્રકાસે, તે મેં નયણે દીઠા રે ॥૧॥ ભવિક જન હરખો રે, નિરખી શાંતિજિણંદ ॥ ભ૦ ઉપશમ રસનો કંદ, નહિ ઇણ સરિખો રે, ॥ એ આંકણી॥ પ્રાતિહારજ અતિશય શોભા ॥ વા૦ ॥ તે તો કહિય ન જાવે રે, ઘુક બાલકથી રવિ કરભરનું, વર્ણન કેણિપરે થાવે રે ॥ ભ૦ ॥ ૨ ॥ વાણી ગુણ પાંત્રીસ અનોપમ ॥ વા૦ ॥ અવિસંવાદ સરૂપે રે, ભવ દુઃખ વારણ શિવ સુખ કારણ, સૂધો ધર્મ

પ્રકૃપેરે ॥ ભ૦ ॥૩॥ દક્ષિણ પશ્ચિમ ઉત્તર દિ-
શિ મુખ ॥વા૦॥ ઠવણા જિન ઉપગારીરે ॥
તસુ આલંબન લહિય અનેકે, તિહાં થયા
સમકિત ધારીરે ॥ ભ૦ ॥ ૪ ॥ ખટ નય કા-
રજરૂપે ઠવણા, વા૦ સગ નય કારણ ઠાણીરે,
નિમિત્ત સમાન થાપના જિનજી, એ આ
ગમની વાણીરે ॥ ભ૦ ॥ ૫ ॥ સાધક તીન
નિક્ષેપા મુખ્ય ॥વા૦॥ જે વિણ ભાવ ન લ-
હિયેરે, ઉપકારી દુગ ભાષ્યે ભાંખ્યા, ભાવ
વંદકનો ગ્રહીયેરે ॥ ભ૦ ॥ ૬ ॥ ઠવણા સમ
વસરણે જિનસેતી ॥ વા૦ ॥ જો અભેદતા વા
ધીરે ॥ એ આતમના સ્વસ્વભાવ ગુણ, વ્ય
ક્ત યોગ્યતા સાધીરે ॥ ભ૦ ॥ ૭ ॥ ભલું
થયું મેં પ્રભુ ગુણ ગાયા ॥ વા૦ ॥ રસનાનો
ફળ લીધોરે ॥ દેવચંદ્ર કહે માહારા મનનો,
સકલ મનોરથ સીધોરે ॥ ભ૦ ॥ ૮ ॥

## ૬ અથ શ્રી યશોવિજયજી કૃત શ્રી શાંતિનાથ સ્વામીનું સ્તવન.

રહોરે આ વાસ દુવાર ॥ એદેશી ॥

ધન દિન વેલા, ધન ઘડિ તેહ, અચિરારો

નંદન જિન જદિ ભેટશુંજી ॥ લહિશું રે સુખ દેખી મુખચંદ, વિરહ વ્યથાનાં દુઃખ સવિ મેટશુંજી ॥૧॥ જાણ્યોરે જેણે તુઝ ગુણ લેશ, બીજારે રસ તેહને મન નવિ ગમેજી ચાખ્યોરે જેણે અમિલવલેશ, બાકશ બુકશ તસ ન રૂચે કિમેજી ॥ ૨ ॥ તુઝ સમકિત રસ સ્વાદનો જાણ, પાપ કુભક્તે બહુ દિન સેવીયુજી ॥ સેવે જો કર્મને જોગે તોહિ, વાંછે તે સમકિત અમૃત ધુરે લિખ્યુજી ॥ ૩ ॥ તાહરૂં ધ્યાન તે સમકિતરૂપ, તેહજ જ્ઞાનને ચારિત્ર તેહજ છે જી, તેહથીરે જાએ સઘલાં પાપ, ધ્યાતારે ધ્યેય સ્વરૂપ હોય પછે જી, ॥ ૪ ॥ દેખીરે અદભુત તાહરૂં રૂપ, અચરિજ ભવિક અરૂપી પદ વરેજી, તાહરી ગત તું જાણે દેવ સ્મરણ ભજન તે વાચક યશ કરેજી. ॥ ૫ ॥

## ૭ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી શાંતિનાથ સ્વામીનું સ્તુતિ.

શાંતિ સુહંકર સાહિબો, સંજમ અવધારે ॥ સુમતિને ઘેર પારણું, ભવ પાર ઉતારે ॥

વિચરંતા અવની તલે, તપ ઉગ્ર વિહારે ॥ જ્ઞાન ધ્યાન એક તાનથી, તિર્યંચને તારે ॥ ૧ ॥ પાસ વીર વાસુપૂજ્યને, નેમ મલ્લી કુમારી ॥ રાજ્ય વિહુણા એ થયા, આપે વ્રત ધારી ॥ શાંતિનાથ પ્રમુખા સવિ, લહી રાજ્ય નિવારી ॥ મલ્લી નેમ પરણ્યા નહીં, બીજા ઘરબારી ॥ ૨ ॥ કનક કમલ પગલાં ઠવે, જગ શાંતિ કરિજે, રયણ સિંહાસન બેસીને, ભલી દેશના દીજે ॥ યોગાવંચક પ્રાણિયા, ફલ લેતાં રીઝે ॥ પુષ્કલાવૃતનાં મેઘમાં, મગસેલ ન ભીંજે ॥ ૩ ॥ ક્રોડ વદન શુકરારૂઢો, સ્યામરૂપે ચ્યાર ॥ હાથ બીજોરૂં કમલ છે, દક્ષિણ કર સાર, જક્ષ ગરૂડ વામ પાણીયે, નિકુલાક્ષ વખાણે, નિર્વાણીની વાત તો, કવિ વીર તે જાણે. ॥ ૪ ॥

## ૮ અથ શ્રી પદ્મવિજયજી કૃત.

વંદો જિન શાંતિ, જાસ સોવન કાંતિ॥ ટાલે ભવ ભ્રાંતિ, મોહ મિથ્યાત્વ શાંતિ ॥ દ્રવ્ય ભાવ અરિ પાંતિ, તાસ કરતા નિકાંતિ, ધરતા મન ખાંતિ, શોક સંતાપ વાંતિ॥

॥ ૧ ॥ દોય જિનવર નીલા, દોય ધોલા સુ-
શીલા ॥ દોય રકત રંગીલા, કાટતા કર્મ કી-
લા ॥ ન કરે કોઈ હીલા, દોય સ્યામ સલી
લા॥ સોલ સ્વામીજી પીલા, આપજ્યો મો-
ક્ષલીલા ॥ ૨ ॥ જિનવરની વાણી, મોહવલ્લી
કૃપાણી ॥ સૂત્રે ગુંથાણી, સાધુને યોગ્ય જાણી
અર્થે ગુણખાણી, દેવ માનુષ્ય પ્રાણી, પ્રણમો-
હિત આણી ॥ મોક્ષની એ નિશાણી ॥ ૩ ॥
વાગેશ્વરી દેવી, હર્ષ હિયડે ધરેવી, જિનવર
પાય સેવી, સાર શ્રદ્ધા વરેવી ॥ જે નિત્ય
સમરેવી, દુઃખ તેહનાં હરેવી ॥ પદ્મવિજય
કહેવી, ભવ્ય સંતાપ ખેવી. ॥ ૪ ॥

ઇતિ શ્રી શાંતિનાથ સ્વામીનાં ચૈત્યવંદન
સ્તવન, અને સ્તુતિ સમાપ્ત.



## ૧ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી કુંથુંનાથ સ્વામીનું ચૈત્યવંદન.

લવ સત્તમ સુરભવ તજી, ગજપુર નયર
નિવાસ; રાક્ષસગણ કૃતિ કાજની, કુંથુંનાથ

વૃષરાશિ ॥ ૧ ॥ સોલ વરસ છદ્મસ્થમાં, જિનવર ચોની છાગ; ઘાતી કર્મ ઘાતે ...ી, તિલક તલે વીતરાગ ॥ ૨ ॥ શૈલેશિ કરણ કરી એ, એક સહસ પરિવાર; શિવ મંદિર સિધાવતા, વીર ઘણું હુંશિયાર ॥૩॥

## ૨ અથ શ્રી પદ્મવિજયજી કૃત ચૈત્ય૦

કુંથુંનાથ કામિત દિયે, ગજપુરના રાય; સિરિ માતા ઉરે અવતર્યો, સુર નરપતિ તાય ॥ ૧ ॥ કાયા પાંત્રીશ ધનુષની, લંછન જસ છાગ; કેવલ જ્ઞાનાદિક ગુણા, પ્રણમો ધરી રાગ ॥ ૨ ॥ સહસ પંચાણું વરસનું એ પાલી ઉત્તમ આય; પદ્મવિજય કહે પ્રણમિએ, ભાવે શ્રી જિનરાજ ॥૩॥

## ૩ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચૈત્ય૦

શ્રાવણ વદિ નવમીદિને, સવ્વટ્ઠથી ચવિયા; વદિ ચૌદશ વૈશાખની, જિન કુંથું જણિયા ॥૧॥ વદિ પાંચમ વૈશાખ માસ, લિયે સંજમ ભાર; શુદિ ત્રીજે ચૈત્રહતણી, લહે કેવલ સાર ॥૨॥ પડવા દિન વૈશાખની, પામ્યા અવિચલ ઠામ; છઠ્ઠા ચક્રી

જયકર, જ્ઞાનવિમલ સુખ ખાંણ ॥૩॥

## ૪ અથ શ્રી આનંદઘનજી કૃત શ્રી કુંથુંનાથ સ્વામીનું સ્તવન.

રાગ ગુર્જરી.

અંબર દેહો મોરારી, હમારો એ દેશી.

કુંથુજિન મનડું કિમહી ન બાજે હો કું૦॥ જિમ જિમ જતન કરીને રાખું, તિમ તિમ અલગું ભાંજે હો ॥ કું૦ ॥૧॥ રજની વાસર વસતી ઉજડ, ગયણ પાયાલે જાય; સાપ ખાયને મુખડું થોથું, એહ ઉખાણો ન્યાય હો ॥કું૦ ॥૨॥ મુગતિ તણા અભિલાષી તપીયા, જ્ઞાનને ધ્યાન અભ્યાસે વયરીડું કાંઈ એહવું ચિંતે, નાંખે અવલે પાસે હો ॥કું૦ ॥૩॥ આગમ આગમધરને હાથે, નાવે કિણવિધ આંકૂં; કિહાં કણે જો હઠ કરી હટકૂં, તો વ્યાલ તણીપરે વાંકું હો ॥ કું૦॥ ॥૪॥ જો ઠગ કહું તો ઠગતો ન દેખું, શાહુકાર પણ નાંહી; સર્વ માંહેને સહુથી અલગું, એ અચરિજ મન માંહી હો ॥કું૦ ॥ ૫ ॥ જે જે કહું તે કાન ન ધારે, આપ

મતે રહે કાલો; સુરનર પંડિતજન સમજાવે, સમજે ન માહારો સાલો હો ॥કું૦ ॥ ૬ ॥ મેં જાણ્યું એ લિંગ નપુંસક, સકલ મરદને ઠેલે; બીજી વાતે સમરથ છે નર, એહને કોઈ ન ઝીલે હો ॥કું૦ ॥ ૭ ॥ મન સાધ્યું તેણે સઘલું સાધ્યું, એહ વાત નહિં ખોટી; એમ કહે સાધ્યું તે નવિ માનું, એ કહિ વાતછે મોહોટી હો ॥કું૦ ॥ ૮ ॥ મનકું દુરારાધ્ય તેં વશ આણ્યું, તે આગમથી મતિ આણું; આનંદઘન પ્રભુ માહરૂં આણો, તો સાચું કરી જાણું હો ॥કું૦ ॥૯॥

## ૫ અથ શ્રી દેવચંદ્રજી કૃત સ્તવન.

### ચરમ જિનેસરૂ એ દેશી.

સમવસરણ બેસી કરી રે, બારહ પરષદ માંહિ; વસ્તુ સ્વરૂપ પ્રકાશતા રે, કરૂણાકર જગ નાહો રે; કુંથુજિનેસરૂ ॥૧॥ નિર્મલ તુઝ મુખ વાણી રે, જે શ્રવણે સુણે; તેહિજ ગુણ મણિ ખાણી રે ॥કું૦ ॥ એ આંકણી ॥ ગુણ પર્યાય અનંતતા રે, વલી સ્વભાવ અગાહ; નયગમ ભંગ નિક્ષેપના રે, હેયા-

દય પ્રવાહ રે ॥કું૦ ॥૨॥ કુંથુનાથ પ્રભુ દેશના રે, સાધન સાધક સિદ્ધિ; ગૌણ મુખ્યતા વચનમાં રે, જ્ઞાન તે સકલ સમૃદ્ધિ રે ॥કું૦ ॥૩॥ વસ્તુ અનંત સ્વભાવછે રે, અનંત કથક તસુ નામ; ગ્રાહક અવસર બોધથી રે, કહેવે અર્પિત કામો રે ॥કું૦ ॥૪॥ શેષ અનર્પિત ધર્મ્મને રે, સાપેક્ષ શ્રદ્ધાબોધ; ઉભય રહિત ભાસન હુવે રે, પ્રગટે કેવલ બોધો રે ॥કું૦ ॥૫॥ છતિ પરણતિ ગુણ વર્ત્તનારે, ભાસન ભોગ આનંદ; સમકાલે પ્રભુ તાહરે રે, રમ્ય રમણ ગુણ વૃંદોરે ॥કું૦ ॥૬॥ નિજ ભાવે શી અસ્તિતારે, પરના ાસ્તિત્વ સ્વભાવ, અસ્તિપણુ તે નાસ્તિતા, રે, સીય તે ઉભય સ્વભાવો રે ॥કું૦ ॥૭॥ અસ્તિભાવ જે આપણો રે, રૂચિ વૈરાગ્ય સમેત; પ્રભુ સન્મુખ વંદન કરી રે, માગિશ આતમ હેતોરે ॥કું૦ ॥૮॥ અસ્તિ સ્વભાવ રૂચિ થઇ રે, ધ્યાતો અસ્તિ સ્વભાવ; દેવચંદ્ર પદ તે લહે રે, પરમાનંદ જમાવો રે ॥કું૦ ॥ ૯ ॥

## ૬ અથ શ્રી યશોવિજયજી કૃત સ્તવન.

### સાહેલાં હે એ દેશી.

સાહેલાં હે કુંથુ જિનેશ્વર દેવ, રત્ન દીપક અતિ દીપતો હો લાલ સા૦ ॥ મુજ મન મંદિર માંહિ, આવે જો અરિબલ ઝીપતો હો લાલ ॥સા૦ ॥૧॥ મિટે તો મોહ અંધાર; અનુભવ તેજે ઝલહલે હો લાલ સા૦॥ ધૂમ કષાય ન રેખ, ચરણ ચિત્રામણ નવિ ચલે હો લાલ ॥સા૦ ॥૨॥ પાત્ર કરે નહિ હેઠ, સૂર્ય તેજ નવિ છિપે હો લાલ ॥સા૦॥ સર્વ તેજનું તેજ, પહેલાંથી વાધે પછે હો લાલ ॥સા૦ ॥૩॥ જેહ ન મરૂતને ગમ્ય, ચંચલતા જે નવિ લહે હો લાલ ॥સા૦॥ જેહ સદા છે રમ્ય, પૃષ્ઠ ગુણે નવિ કૃશ રહે હો લાલ ॥ સા૦ ॥૪॥ પુદ્ગલ તેલ ન ખેય, તેહ ન શુદ્ધ દશા દહે હો લાલ સ૦॥ નયવિજય સુશિષ્ય, વાચક યશ ઇણિપરે કહે હો લાલ ॥સા૦॥૫॥

## ૭ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી કુંથુનાથ સ્વામીની સ્તુતિ.

વશી કુંથુવ્રતી તિલકો જગતિ, મહિમા મહતી નત ઈંદ્ર તતિ; પ્રથિતાગમ જ્ઞાન ગુણા વિમલા, શુભવાર મતાં ગાંધર્વ બલા॥૧॥

૮ અથ શ્રી પદ્મવિજયજી કૃત સ્તુતિ.

કુંથુજિન નાથ, જે કરેછે સનાથ; તારે ભવ પાથ, જે ગ્રહી ભવ્ય હાથ; એહનો તજે સાથ, બાવલે દિયે બાથ, તારે સુરનર સાથ, જે સુણે એક ગાથ ॥૧॥

ઇતિ શ્રી કુંથુનાથ સ્વામીનાં ચૈત્યવંદન, સ્તવન અને સ્તુતિ સમાપ્ત.

---

૧ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી અરનાથ સ્વામીનું ચૈત્યવંદન.

ઠાણ સવ્વઠ્ઠ થકી ચવ્યા, નાગપુરે અવતાર; રેવતી જન્મ મહોત્સવા, કરતા નિર્જર નાથ ॥ ૧ ॥ જયકર યોની ગજવરૂ, રાશી મીન ગણદેવ; ત્રણ વરસમાં થિર થઇ, ટાલે મોહની ટેવ ॥ ૨ ॥ પામ્યા અંબતરૂ તલેએ, ખાયક ભાવે નાણ; સહસ મુનિવર

સાથશું, વીર કહે નિરવાણ ॥૩॥

## ૨ અથ શ્રી પદ્મવિજયજી કૃત ચૈત્ય૦

નાગપુરે અરજિનવરૂ, સુદર્શન નૃપનંદ; દેવી માતા જન્મીયો, ભવિજન સુખ કંદ ॥૧॥ લંછન નંદાવર્ત્તનું, કાયા ધનુષહ ત્રીશ; સહસ ચોરાશી વરસનું, આયુ જાસ જગીશ ॥ ૨ ॥ અરજ અરજ અર જિનવરૂ, પામ્યા ઉત્તમ ઠાણ; તસપદ પદ્મ આલંબતાં, લહીએં પદ નિરવાણ ॥૩॥

## ૩ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચૈત્ય૦

સર્વાર્થથી આવીયા, ફાગુણ વદિ બીજે; માગશર શુદિ દશમે જણ્યા, અરદેવ નમીજે ॥૧॥ માગશર શુદિ એકાદશી, સંયમ આદરિયો; કાર્ત્તિક ઉજવલ બારશે, કેવલગુણ વરિયો ॥૨॥ શુદિ તેરશ માગશર તણીએ, શિવપદ લહે જિનનાથ; સત્તમ ચક્રીને નમું, નય કહે જોડી હાથ ॥૩॥

## ૪ અથ શ્રી આનંદઘનજી કૃત શ્રી અરનાથ સ્વામીનું સ્તવન.

રાગ પરજ ઋષભનો વંશ રયણાયરૂ એ દેશી.

ધરમ પરમ અરનાથનો, કેમ જાણું ભગવંતરે; સ્વપર સમય સમજાવિયે, મહિમાવંત મહંત રે ॥ધરમ૦ ॥૧॥ એ આંકણી॥ શુદ્ધાતમ અનુભવ સદા, સ્વસમય એહ વિલાસ રે; પરબડી છાંહડી જેહ પડે, તે પરસમય નિવાસરે ॥ધ૦ ॥૨॥ તારા નક્ષત્ર ગ્રહ ચંદની, જ્યોતિ દિનેશ મઝાર રે; દર્શન જ્ઞાન ચરણથકી, શક્તિ નિજાતમ ધાર રે ॥ધ૦ ॥ ૩ ॥ ભારી પીલો ચીકણો, કનક અનેક તરંગ રે; પર્યાય દૃષ્ટિ ન દિજિયે, એકજ કનક અભંગ રે ॥ધ૦ ॥ ૪ ॥ દરિસન જ્ઞાન ચરણ થકી, અલખ સરૂપ અનેક રે; નિર્વિકલ્પ રસ પીજિયે, શુદ્ધ નિરંજન એક રે ॥ધ૦ ॥૫॥ પરમારથ પંથ જે કહે, તે રંજે એક તંતરે; વ્યવહારે લખ જે રહે, તેહના ભેદ અનંતરે ॥ધ૦ ॥૬॥ વ્યવહારે લખે દોહિલા, કાંઈ ન આવે હાથ રે; શુદ્ધનય થાપના સેવતાં, નવિ રહે દુવિધા સાથરે ॥ધ૦ ॥ ૭ ॥ એકપખી લખિ પ્રીતિની, તુમ સાથે જગનાથ રે; કૃપા કરીને રાખજો, ચરણ તળે

મહી હાથ રે ॥ધ૦ ॥૮॥ ચક્રી ધરમ તીરથ તણા, તીરથ ફલ તતસાર રે; તીરથ સેવે તે લહે, આનંદઘન નિરધાર રે ॥ધ૦ ॥૯॥

## ૫ અથ શ્રી દેવચંદ્રજી કૃત સ્તવન.

રામચંદ્ર કે બાગમેં, ચાંપો મોરી રહ્યોરે એ દેશી.

પ્રણમો શ્રી અરનાથ, શિવપુર સાથ ખ- રોરી; ત્રિભુવન જન આધાર, ભવનિસ્તાર કરોરી ॥૧॥ કર્ત્તા કારણ યોગ, કારજ સિદ્ધિ લહેરી; કારણ ચાર અનૂપ, કાર્યાર્થી તેહ ગ્રહેરી ॥૨॥ જે કારણ તે કાર્ય, થાએ પૂર્ણ પદેરી; ઉપાદાન તે હેતુ, માટી ઘટ તે વદેરી ॥૩॥ ઉપાદાનથી ભિન્ન, જે વિણ કાર્ય ન થાયે; ન હુવે કારજ રૂપ, કર્તાને વ્યવસાયે ॥૪॥ કારણ તેહ નિમિત્ત, ચક્રાદિક ઘટ ભાવે કાર્ય તથા સમવાય, કારણ નિયતને દાવે ॥૫॥ વસ્તુ અભેદ સ્વરૂપ, કાર્યપણું ન ગ- હેરી; તે અસાધારણ હેતુ, કુંભે સ્થાસ લહેરી ॥૬॥ જેહનો નવિ વ્યાપાર, ભિન્ન નિયત બહુ ભાવી; ભૂમિકાલ આકાશ, ઘટ કારણ સદ્‌ભાવી ॥૭॥ એહ અપેક્ષા હેતુ, આગમ

માંહી કહ્યોરી; કારણ પદ ઉત્પન્ન, કાર્ય થએ ન લહ્યોરી ॥૮॥ કર્ત્તા આતમ દ્રવ્ય, કારજ સિદ્ધિ પણોરી; નિજ સત્તાગત ધર્મ, તે ઉપાદાન ગણોરી ॥૯॥ યોગ સમાધિ વિધાન, અસાધારણ, તેહ વદેરી; વિધિ આચરણા ભક્તિ, જેણે નિજ કાર્ય સધેરી ॥૧૦॥ નરગતિ પઢમ સંઘયણ, તેહ અપેક્ષા જાણો; નિમિત્તાશ્રીત ઉપાદાન, તેહને લેખે આણો ॥ ૧૧ ॥ નિમિત્ત હેતુ જિનરાજ, સમતા અમૃત ખાણી; પ્રભુ અવલંબન સિદ્ધિ, નિયમા એહ વખાણી ॥૧૨॥ પુષ્ટ હેતુ અરનાથ, તેહને ગુણથી હલિયે; રીઝ ભક્તિ બહુ માન, ભોગ ધ્યાનથી મલિયે ॥ ૧૩ ॥ મોહોટાને ઉત્સંગ, બેઠાને શી ચિંતા; તિમ પ્રભુ ચરણ પસાય, સેવક થયા નિચિંતા ॥ ૧૪ ॥ અરપ્રભુ પ્રભુતા રંગ, અંતર શક્તિ વિકાશી; દેવચંદ્રને આનંદ, અક્ષય ભોગ વિલાસી ॥ ૧૫ ॥

## ૬ અથ શ્રી યશોવિજયજી કૃત સ્તવન.

આસણરા જોગી એ દેશી.

શ્રી અરજિન ભવ જલનો તારૂ, મુઝ મન લાગે વારૂ રે; મન મોહન સ્વામી, બાંહ્ય ગ્રહી એ ભવિજન તારે, આણે શિવપુર આરેરે ॥મન૦ ॥૧॥ તપ જપ મોહ મહા તોફાને, નાવ ન ચાલે માને રે, મન૦॥ પણ નવિ ભય મુઝ હાથોહાથે, તારે તે છે સાથે રે ॥મન૦ ॥૨॥ ભગતને સ્વર્ગ સ્વર્ગથી અધિકું, જ્ઞાનીને ફલ દેઈ રે મન૦॥ કાયા કષ્ટ વિના ફલ લહિયે, મનમાં ધ્યાન ધરેઇ રે ॥મન૦ ॥૩॥ જે ઉપાય બહુ વિચની રચના, યોગ માયા તે જાણોરે; મન૦॥ શુદ્ધ દ્રવ્ય ગુણ પર્યાય ધ્યાને, શિવ દિયે પ્રભુ સપરાણો રે ॥મન૦ ॥ ૪ ॥ પ્રભુ પદ વલગ્યા તે રહ્યા તાજા, અલગા અંગ ન સાજારે, મન૦ વાચક યશ કહે અવર ન ધ્યાઉં, એ પ્રભુના ગુણ ગાઉં રે ॥મન૦ ॥૫॥

## ૭ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી અરનાથ સ્વામીનું સ્તુતિ.

અરવિભુ રવિ ભૂતલે દ્યોતકં, સુમત સામનસાર્ચિતપત્કજે; જિનગિરા નગિરાપર-

તારણી, પ્રણુત: યક્ષપતિ વીરધારણી ॥ ૧ ॥

## ૮ અથ શ્રી પદ્મવિજયજી કૃત સ્તુતિ.

અર જિનવર રાયા, જેહની દેવી માયા સુદર્શન નૃપ તાયા, જાસ સુવર્ણ કાયા; નંદ્યા વર્ત્ત પાયા, દેશના શુદ્ધ દાયા; સમવસરણ વિરચાયા, ઇંદ્ર ઇંદ્રાણી ગાયા ॥૧॥

ઇતિ શ્રી અરનાથ સ્વામીનાં ચૈત્યવંદન, સ્તવન, અને સ્તુતિ સમાપ્ત.

---

## ૧ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી મલ્લીનાથ સ્વામીનું ચૈત્યવંદન.

મલ્લિ જયંત વિમાનથી, મિથિલા નયરી સાર; અશ્વની યોની જયંકરૂ, અશ્વિનિયે અવતાર ॥૧॥ સુરગણ રાશિ મેષછે, વંદિત સ્વર્ગિ લોક; છદ્મસ્થા અહો રાતિની, કેવલ વૃક્ષ અશોક ॥૨॥ સમવસરણ બેસી કરીએ, તીર્થ પ્રવર્ત્તન હાર; વીર અચલ સુખને વર્યા, પંચસયાં પરિવાર ॥૩॥

## ૨ અથ શ્રી પદ્મવિજયજી કૃત ચૈત્યવંદન.

મલ્લિનાથ ઓગણીશમા, જસ મિથિલા નયરી; પ્રભાવતિ જસ માવડી, ટાલે કર્મ પયડી ॥૧॥ તાત શ્રી કુંભ નરેસરૂ, ધનુષ પચીસની કાયા; લંછન કલસ મંગલ કરૂ, નિરમલ નિરમાયા ॥ ૨ ॥ વરસ પંચાવન સહુસનું, જિનવર ઉત્તમ આય; પદ્મવિજય કહે તેહુને, નમતાં શિવ સુખ થાય ॥૩॥

૩ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચૈત્ય૦

ચવ્યા જયંત વિમાનથી, ફાગણ વદિ ચઉથ; માગશર શુદિ ઇગ્યારશે, જન્મ્યા નિર્ગ્રંથ ॥૧॥ જ્ઞાન લહ્યા એકણ દિને, કલ્યાણક તિન; ફાગણ વદિ બારશે લહે, શિવ સદન અદીન ॥૨॥ મલ્લિ જિનેસરનાં લડા, ઓગણીશમા જિનરાજ; અણુ પરણ્યા અણુ ભૂપ પદ, ભવજલ તરણ જિહાજ ॥૩॥

૪ અથ શ્રી આનંદઘનજી કૃત શ્રી મલ્લીનાથ સ્વામીનું સ્તવન.

રાગ કાફી.

સેવક કિમ અવગણિયે હો, મલ્લિજિન;

એહ અબ શોભા સારી; અવર જેહને આ-
દર અતિ દીયે, તેહને મૂલ નિવારી હો ॥
મલ્લિ૦ ॥૧॥ જ્ઞાન સ્વરૂપ અનાદિ તુમારૂં,
તે લીધું તુમે તાણી; જુઓ અજ્ઞાન દશા રી-
સાવી, જાતાં કાણ ન આણી હો ॥ મલ્લિ૦
॥૨॥ નિદ્રા સુપન જાગર ઉજાગરતા, તુરિય
અવસ્થા આવી; નિદ્રા સુપન દશા રીસા-
ણી, જાણી ન નાથ મનાવી હો ॥ મલ્લિ૦
॥૩॥ સમકિત સાથે સગાઈ કીધી, સ્વપરિ-
વારશું ગાઢી; મિથ્યા મતિ અપરાધણ
જાણી, ઘરથી બાહિર કાઢી હો ॥મલ્લિ૦
॥૪॥ હાસ્ય અરતિ રતિ શોક દુગંછા, ભય
પામરકરસાલી; નોકષાય શ્રેણી ગજ ચડતાં
શ્વાન તણી ગતિ ઝાલી હો ॥મલ્લિ૦ ॥૫॥
રાગ દ્વેષ અવિરતિની પરિણતિ, એ ચરણ
મોહના યોદ્ધા; વીતરાગ પરિણતી પરિણ-
મતાં, ઉઠી નાઠા બોદ્ધા હો ॥મલ્લિ૦ ॥૬॥
વેદોદય કામા પરિણામા, કામ્ય કરમ સહુ
ત્યાગી; નિઃકામી કરૂણા રસ સાગર, અનંત
ચતુષ્ક પદ પાગી હો ॥મલ્લિ૦ ॥ ૭ ॥ દાન
વિઘન વારી સહુ જનને, અભય દાન પદ

દાતા; લાભ વિઘન જગ વિઘન નિવારક, પરમ લાભ રસ માતા હો ॥મલ્લિ૦ ॥ ૮ ॥ વીર્ય વિઘન પંડિત વીર્યે હણી, પૂરણ પદવી યોગી; ભોગોપભોગ દોય વિઘન નિવારી, પૂરણ ભોગસુ ભોગી હો ॥મલ્લિ૦ ॥૯॥ એ અઢાર દૂષણ વર્જિત તનુ, મુનિજન વૃંદે ગાયા; અવિરતિ રૂપક દોષ નિરૂપણ, નિર્દુ-ષણ મન ભાયા હો ॥મલ્લિ૦ ॥ ૧૦ ॥ ઈણ વિધ પરખી મન વિશરામી, જિનવર ગુણ જે ગાવે; દીનબંધુની મેહેર નજરથી, આ-નંદઘન પદ પાવે હો ॥મલ્લિ૦ ॥૧૧॥

## ૫ અથ શ્રી દેવચંદજી કૃત સ્તવન.

### દેખી કામની દોય એ દેશી.

મલ્લિનાથ જગનાથ, ચરણ યુગ ધ્યાઈએ રે ચ૦॥ શુદ્ધાતમ પ્રાગભાવ, પરમ પદ પાઇયે રે પ૦॥ સાધક કારક ષટક, કરે ગુણ સાધના રે ક૦॥ તેહિજ શુદ્ધ સ્વરૂપ, થાયે નિરાબાધના રે ॥ થા૦ ॥ ૧ ॥ કર્ત્તા આતમ દ્રવ્ય, કારજ નિજ સિદ્ધતા રે કા૦॥ ઉપાદાન પરિણામ, પ્રયુક્ત તે કરણતા રે પ્ર૦॥ આતમ

સંપદ દાન, તેહ સંપ્રદાનતા રે તે૦॥ દાતા પાત્રને દેય, ત્રિભાવ અભેદતા રે ॥ત્રિ૦ ॥૨॥ સ્વપર વિવેચન કરણ, તેહ અપાદાનથી રે તે૦॥ સકલ પર્યાય આધાર, સંબંધ આ-સ્થાનથી રે સ૦॥ બાધક કારક ભાવ, અ-નાદિ નિવારવા રે અ૦॥ સાધકતા અવલંબી તેહ સમારવા રે ॥તે૦ ॥૩॥ શુદ્ધપણે પર્યાય પ્રવર્તન કાર્યમેં રે પ્ર૦॥ કર્ત્તાદિક પરિણામ, તે આતમ ધર્મમેં રે તે૦॥ ચેતન ચેતન ભાવ કરે સમ વેતમે રે ક૦॥ સાદિ અનંતો કાલ, રહે નિજ ખેતમેં રે ॥ ર૦ ॥ ૪ ॥ પરકર્તૃત્વ સ્વભાવ, કરે તાં લગિ કરેરે ક૦॥ શુદ્ધ કાર્ય રૂચિ ભાસ, થયે નવિ આદરે રે થ૦॥ શુ-દ્ધાતમ નિજ કાર્ય, રૂચિ કારક ફિરે રે રૂ૦॥ તેહિજ મૂલ સ્વભાવ, ગ્રહે નિજ પદ વરેરે ॥ગ્ર૦ ॥૫॥ કારણ કારજ રૂપ, અછે કારક દશારે અ૦॥ વસ્તુ પ્રગટ પર્યાય, એહ મનમેં વશ્યારે એ૦॥ પણ શુદ્ધ સ્વરૂપ ધ્યાન, તે ચેતનતા લહેરે તે૦॥તવ નિજ સાધક ભાવ સકલ કારક લહે રે ॥સ૦ ૬॥॥ માહરૂં પૂર્ણા-નંદ પ્રગટ કરવા ભણીરે પ્ર૦॥ પુષ્ટાલંબન

રૂપ, સેવ પ્રભુજી તણીરે સે૦॥ દેવચંદ્ર જિનચંદ, ભગતિ મનમેં ધરો રે ભ૦॥ અવ્યાબાધ અનંત, અક્ષય પદ આદરોરે ॥અ૦ ૭॥

## ૬ અથ શ્રી યશોવિજયજી કૃત સ્તવન.

નાભિ રાયાં કે બાગ એ દેશી.

તુઝ મુઝ રીજની રીજ, અટપટ એહ ખરીરી; લટપટ નાવે કામ, ખટપટ ભાંજ પરીરી ॥૧॥ મલ્લિનાથ તુઝ રીજ, જનરીઝ ન હુએરી; દોય રીજણનો ઉપાય સાહામું કાંઇ ન જુએરી ॥ ૨ ॥ દુરારાધ્ય છે લોક, સહુને સમ ન શરીરી; એક દુહવાએ ગાઢ, એક જો બોલે હસીરી ॥ ૩ ॥ લોક લોકોત્તર વાત, રીઝવે દોય જુઇરી; તાત ચક્રધર પુજ્ય, ચિંતા એહ હુઇરી ॥૪॥ રીઝવવો એકસાંઇ, લોક તે વાત કરેરી; શ્રી નયવિજય સુશિષ્ય, એહિજ ચિત્ત ધરેરી ॥૫॥

## ૭ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી મલ્લિનાથ સ્વામીની સ્તુતિ.

મલ્લિનાથ મુખચંદ નિહાળું, અરિહા

પ્રણમી પાતિક ટાલું; જ્ઞાનાનંદ વિમલપુર સેર, ધરણ પ્રિયા શુભવીર કુબેર ॥૧॥

## ૮ અથ શ્રી પદ્મવિજયજી કૃત સ્તુતિ.

મલ્લિજિન નમીયે, પૂર્વલાં પાપ ગમીએ; ઇંદ્રિય ગણ દમીએ, આણ જિનની ન ક્રમીએ ભવમાં નવી ભમીએ, સર્વ પરભાવ વમીએ; નિજ ગુણમાં રમીએ, કર્મ મલ સર્વ ધમીએ.

ઇતિ શ્રી મલ્લિનાથ સ્વામીનાં ચૈત્યવંદન, સ્તવન, અને સ્તુતિ સમાપ્ત.

---

## ૧ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી મુનિસુવ્રત સ્વામીનું ચૈત્યવંદન.

સુવ્રત અપરાજિતથી, રાજગૃહી ઠેઠાણ; વાનર યોની રાજતી, સુંદર ગણ ગીર્વાણ ॥૧॥ શ્રવણ નક્ષત્રે જનમિયા, સુરવર જયજયકાર મકરરાશિ છદ્મસ્થમાં, મૌન માસ અગિ-યાર ॥ ૨ ॥ ચંપક હેઠે ચાંપિયાં એ, જે ઘન-ઘાતી ચાર; વીર વડો જગમાં પ્રભુ, શિવ પદ એક હજાર ॥૩॥

## ૨ અથ શ્રી પદ્મવિજયજી કૃત ચૈત્ય૦

મુનિસુવ્રત જિન વીશમા, કચ્છપનું લં-છન; પદ્મા માતા જેહની, સુમિત્ર નૃપનંદન ॥૧॥ રાજગૃહીનગરીધણી, વીસ ધનુષ શરીર; કર્મ નિકાચિત રેણુ વ્રજ, ઉદ્દામ સમીર ॥૨॥ ત્રીશ હજાર વરસ તણુંએ, પાલી આયુ ઉદાર; પદ્મવિજય કહે શિવ વર્યા, શાશ્વત સુખ નિરધાર ॥૩॥

## ૩ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચૈત્યવં૦॥

અપરાજિતથી આવીયા, શ્રાવણ શુદિ પુનમ; આઠમ જેઠ અંધારડી, થયો સુવૃત જનમ ॥૧॥ ફાગણ સુદિ બારશે વ્રતી, વદિ બારશે જ્ઞાન; ફાગણની તિમ જેઠ નવમી, કસિણ નિર્વાણ ॥ ૨ ॥ વર્ણ શામ ગુણ ઉ-જવલા, તિહુયણ કરે પ્રકાશ; જ્ઞાન વિમલ જિન રાજના, સુરનર નાયક દાસ ॥૩॥

## ૪ અથ શ્રી આનંદઘનજી કૃત શ્રી મુનિસુવૃત સ્વામીનું સ્તવન.

રાગ કાફી આધાઆમ પધારો પૂજ્યએદેશી

મુનિસુવ્રત જિનરાય, એક મુઝ વિનતિ નિસુણો મુ૦ ॥ આતમ તત્ત્વ કયું જાણ્યું

જગત ગુરૂ, એહ વિચાર મુઝ કહિયો; આ-
તમ તત્ત્વ જાણ્યા વિણ નિર્મલ, ચિત્ત સ-
માધિ નવિ લહિયો ॥મુનિ૦ ॥ ૧॥ એ આંક
ણી॥ કોઇ અબંધ આતમ તત માને, કિરિયા
કરતો દિસે; ક્રિયાતણું ફલ કહો કુણ ભો-
ગવે, ઇમ પૂછ્યું ચિત રીશે ॥ મુનિ૦ ॥૨ ॥
જડચેતન એ આતમ એકજ, સ્થાવર જં
ગમ સરિખો; દુઃખ સુખ સંકર દૂષણ આવે,
ચિત્ત વિચારી જો પરિખો ॥મુનિ૦ ॥૩॥ એક
કહે નિત્યજ આતમ તત, આતમ દરિસણ
લીનો; કૃત વિનાશ અકૃતાગમ દૂષણ, નવિ
દેખે મતિ હીણો ॥મુનિ૦ ॥૪॥ સૌગત મતિ
રાગી કહે વાદી, ક્ષણિક એ આતમ જાણો;
બંધ મોખ સુખ દુઃખ ન ઘટે, એહ વિ-
ચાર મન આણો ॥મુનિ૦ ॥૫॥ ભૂત ચતુષ્ક
વર્જિત આતમ તત, સત્તા અલગી ન ઘટે
અંધ શકટ જો નજર ન દેખે, તો શું કીજે
શકટે ॥મુનિ૦ ॥૬ ॥ એમ અનેક વાદિમત
વિભ્રમ, સંકટ પડિયો ન લહે; ચિત્ત સ-
માધ તે માટે પૂછું, તુમ વિણ તત કોઇ ન
કહે ॥મુનિ૦ ॥૭॥ વલતું જગગુરૂ ઇણિપરે

માંએ, પક્ષપાત સબ છંડી, રાગ દ્વેષ મોહ પખ વર્જિત, આતમશું રઢ મંડી ॥મુનિ૦ ૮॥ આતમ ધ્યાન કરે જો કોઉ, સો ફિર ઇ-ણમેં નાવે; વાગ જાલ બીજું સહુ જાણું, એહ તત્ત્વ ચિત્ત ચાવે ॥મુનિ૦ ॥ ૯ ॥ જિણે વિવેક ધરિયે પખ ગ્રહીયે, તે તત જ્ઞાની કહિયે; શ્રીમુનિ સુવ્રત કૃપા કરો તો, આ-નંદઘન પદ લહિયે ॥મુનિ૦ ॥૧૦॥

## ૫ અથ શ્રી દેવચંદ્રજી કૃત

### ઓલંગડી ઓલંગડી સુહેલી હો.

### શ્રીશ્રેયાંસની રે એ દેશી.

ઓલંગડી ઓલંગડી તો કીજે શ્રી મુનિ સુવ્રત સ્વામિનીરે, જેહથી નિજ પદ સિદ્ધિ કેવલ કેવલ જ્ઞાનાદિક ગુણ ઉલ્લસેરે, લહીયે સહજ સમૃદ્ધિ ॥ઓ૦ ॥૧॥ ઉપાદાન ઉપાદાન નિજ પરિણતિ વસ્તુની રે, પણ કારણ નિ-મિત્ત આધીન; પુષ્ટ અપુષ્ટ દુવિધ તે ઉપ-દિશો રે, ગ્રાહક વિધિ આધીન ॥ઓ૦ ॥૨॥ સાધ્ય સાધ્ય ધર્મ જે માંહી હુવેરે, તે નિ-મિત્ત અતિ પુષ્ટ; પુષ્પ પુષ્પ માંહી તિલક

વાસક વાસનારે, નવિ પ્રધ્વંસક દુષ્ટ ॥એ૦ ॥૩॥ દંડ દંડ નિમિત્ત અપુષ્ટ ઘડા તણોરે, નવિ ઘટતા તસુ માંહી; સાધક સાધક પ્રધ્વંસકતા અછેરે, તિણે નહી નિયત પ્રવાહ ॥ એ૦ ॥ ૪ ॥ ષટકારક ષટકારક તે કારણ કાર્યનાં રે, જે કારણ સ્વાધિન; તે કર્ત્તા તે કર્ત્તા સહુકારક તે વસુરે, કર્મતે કારણ પીન ॥એ૦ ॥૫॥ કારણ કારણ સંકલ્પે કારક દશા રે, છતિ સત્તા સદ્ભાવ; અથવા અથવા તુલ્ય ધર્મને જોયવે રે, સાધ્યારોપણ દાવ ॥એ૦ ॥૬॥ અતિશય અતિશય કારણ કારક કરણતા રે, નિમિત અને ઉપાદાન; સંપ્રદાન કારણ પદ ભવનથી રે, કારણ વ્યય અપાદાન ॥ એ૦ ॥૭॥ ભવન ભવન વય વિણુ કારજ નવિ હુવેરે, જિમ દૃષદે ન ઘટત્વ; શુદ્ધા ધાર શુદ્ધાધાર સ્વગુણનું દ્રવ્ય છેરે; સત્તાધાર સુતત્વ ॥એ૦ ॥૮॥ આતમ આતમ કર્તા કારજ સિદ્ધતા રે, તસુ સાધન જિનરાજ; પ્રભુ દીઠે પ્રભુ દીઠે કારજ રૂચિ ઉપજે રે, પ્રગટે આતમ સમાજ ॥એ૦ ॥૯॥ વંદન વંદન સેવન નમન વલિ પૂજનારે,

સમરણ સ્તવન વલી ધ્યાન; દેવચંદ્ર દેવ-ચંદ્ર કિજે જિન રાજની રે, પ્રગટ પૂર્ણ નિધાન ॥એ૦ ॥૧॥

## ૬ અથ શ્રી યશોવિજયજી કૃત સ્તવન.

પાંડવ પાંચે વંદતાં એ દેશી.

મુનિસુવ્રત જિન વંદતાં, અતિ ઉલ્લિસત તનમન થાયરે; વદન અનોપમ નિરખતાં, માહારાં ભવ ભવનાં દુઃખ જાયરે ॥૧॥ માહારાં ભવ ભવનાં દુઃખ જાય જગત ગુરૂ જાગતો; સુખ કંદરે, સુખકંદ અમંદ આણંદ પરમ ગુરૂ જાગતો ॥સુ૦॥ એ આંકણી ॥ નિશિદિન સૂતાં જાગતાં, હઇડાથી ન રહે દૂરરે; જબ ઉપગાર સંભારિયે, તવ ઉપજે આનંદ પૂરરે ॥ ત૦ ॥જ૦ ॥સુ૦ ॥૨ ॥ પ્રભુ ઉપકાર ગુણે ભર્યા. મન અવગુણ એક ન સમાય રે; ગુણ ગુણ અનુબંધી હુઆ, તેતો અક્ષય ભાવ કહાય રે ॥તે૦ ॥જ૦ સુ૦ ॥૩॥ અક્ષય પદ દીયે પ્રેમ જે, પ્રભુનું તે અનુભવ રૂપરે; અક્ષર સ્વર ગોચર નહી, એ તો અકલ અમાય અરૂપ રે ॥એ૦ જ૦॥

॥સુ૦ ॥૪॥ અક્ષર થોડા ગુણ ઘણા, સજ્જ-
નના તે ન લિખાય રે; વાચક યશ કહે પ્રે-
મથી, પણ મન માંહે પરખાય રે ॥ ૫૦ ॥
॥જ૦ સુ૦॥ ॥૫॥

## ૭ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી મુનિસુવ્રત સ્વામીની સ્તુતિ.

સુવ્રત સ્વામી આતમરામી, પુજો ભવિ મન રૂલી; જિન ગુણ થુણિયે પાતિક હ-ણિયે, ભાવ સ્તવ સાંકલી; વચને રહિયે, જૂઠ ન કહિયે, ટલે ફલ વંચકો; વીરજિણ પાસી, નરદત્તા, વરૂણ જિનાર્ચ્ચકો ॥૧॥

## ૮ અથ શ્રી પદ્મવિજયજી કૃત.

મુનિસુવ્રત નામે, જે ભવી ચિત કામે; સવિ સંપત્તિ પામે, સ્વર્ગતા સુખ જામે; દુર્ગતિ દુ:ખ વામે, નવિ પડે મોહ ભામે; સવિ કર્મ વિરામે, જઇ વસે સિદ્ધ ધામે ॥૨॥

ઇતિ શ્રી મુનિસુવ્રત સ્વામીનાં ચૈત્યવંદન, સ્તવન, અને સ્તુતિ સમાપ્ત.

# ૧ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી નમિનાથ સ્વામીનું ચૈત્યવંદન.

દશમા પ્રાણત સ્વર્ગથી, આવ્યા શ્રી નમિનાથ; મિથિલા નયરી રાજિયો, શિવપુર કેરા સાથ ॥૧॥ યોની અશ્વ અલંકરી, અશ્વની ઉદયો ભાણ; મેશરાશિ સુરગણ નમુ, ધન તે દિન સુવિહાણ ॥૨॥ નવ માસાંતર કેવલીએ, બકુલ તલે નિરધાર; વીર અનોપમ સુખ વર્યા, મુનિ પરિતત હજાર ॥૩॥

## ૨ અથ શ્રી પદ્મવિજયજી કૃત ચૈત્ય૦

મિથિલા નગરીનો રાજિયો, વપ્રા સુત સાચો; વિજયરાય સુત છોડિને, અવરાં મત માચો ॥૧॥ નીલ કમલ લંછન ભલું, પન્નર ધનુષની દેહ; નમિ જિનવરનું શોભતું, ગુણ ગણ મણિ ગેહ ॥૨॥ દશહજાર વરષ તણુંએ પાલ્યું પરગટ આય; પદ્મવિજય કહે પુન્યથી, નમીએ તે જિનરાય ॥૩॥

## ૩ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચૈત્ય૦

આસો શુદિ પૂનમ દિને, પ્રાણાંતથી

આયા; શ્રાવણ વદિ આઠમ દિને, નમિ જિનવર જાયા ॥૧॥ વદિ નવમી આષાઢની, થયા તિહાં અણગાર; માગશર શુદિ ઇગ્યારશે, વર કેવલ ધાર ॥ ૨ ॥ વદિ નવમી વૈશાખનીએ, અક્ષય અનંતા સુખ; નય કહે શ્રી જિન નામથી, નાસે દોહગ દુઃખ ॥૩॥

## ૪ અથ શ્રી આનંદઘનજી કૃત શ્રી નમિનાથ સ્વામીનું સ્તવન.

### રાગ આશાવરી.

ધન ધન સંપ્રતિ સાચોરાજા એ દેશી.

ષટ દરિસણ જિનઅંગ ભણીજે, ન્યાસ ષડંગ જો સાધેરે; નમિ જિનવરના ચરણ ઉપાસક, ષટ દરિસણ આરાધેરે ॥ષ૦ ॥૧॥ એ આંકણી ॥ જિન સુર પાદપ પાય વખાણુ, સાંખ્ય જો દોય ભેદેરે, આતમ સત્તા વિવરણ કરતાં, લહો દુગ અંગ અખેદેરે ॥ ષ૦ ॥ ૨ ॥ ભેદ અભેદ સોગત મીમાંશક, જિનવર દોયકર ભારીરે; લોકાલોક અવલંબન ભજિયે, ગુરૂ ગમથી અવધારી રે ॥ ષ૦ ॥ ૩ ॥ લોકાયતિક કુખ જિનવરની,

અંશ વિચારી જો કીજેરે; તત્વ વિચાર સુ-
ધારસ ધારા, ગુરૂગમ વિણ કેમ પીજેરે ॥
પ૨૦ ॥૪॥ જૈન જિનેસર વર ઉત્તમ અંગ,
અંતરંગ બહિરંગે રે; અક્ષર ન્યાસ ધરા
આધારક, આરાધે ધરી સંગેરે ॥ પ૦ ॥ ૫ ॥
જિનવરમાં સઘલાં દરિસણછે, દર્શન જિન-
વર ભજનારે; સાગરમાં સઘલી તટિની સહી,
તટિનીમાં સાગર ભજનારે ઠપ૨૦ ॥૬॥ જિન
સ્વરૂપ થઇ જિન આરાધે, તે સહી જિનવર
હોવેરે; ભૃંગી ઇલિકાને ચટકાવે, તે ભૃંગી
જગ જોવે રે ॥ ષ૨૦ ॥ ૭ ॥ ચૂર્ણી ભાષ્ય
સુત્ર નિર્યુક્તિ, વૃત્તિ પરંપર અનુભવ
રે; સમય પુરૂષનાં અંગ કહ્યાં એ, જે
છેદે તે દુર્ભવરે ॥ષ૨૦ ॥૮॥ મુદ્રા બીજ ધા-
રણા અક્ષર, ન્યાસ અરથ વિનિયોગેરે; જે
ધ્યાવે તે નવિ વંચિજે, ક્રિયા અવંચક ભોગે
રે ॥ષ૨૦ ॥૯॥ શ્રુત અનુસાર વિચારી બોલું
સુગુરૂ તથા વિધિ ન મિલેરે; કિરિયા કરી
નવિ સાધી શકીએ, એ વિષવાદ ચિત્ત સ-
ઘળેરે ॥ષ૨૦ ॥૧૦॥ તે માટે ઉભા કરજોડી,
જિનવર આગલ કહીયેરે; સમય ચરણ સેવા

શુદ્ધ દેજો, જેમ આનંદઘન લહિયેરે ૫૦૧૧

## ૫ અથ શ્રી દેવચંદ્રજી કૃત શ્રી નમિનાથ સ્વામીનું સ્તવન.

પાછોલારી પાલ, ઉભા દોય રાજવીરે એ દેશી.

શ્રી નમિ જિનવર સેવ, ઘનાઘન ઉનમ્યો રે ઘ૦॥ દીઠાં મિથ્યારોર, ભવિક ચિત્તથી ગમ્યોરે ભ૦ ॥ શુચિ આચરણા રીતિ તે, અભ્ર વધે વડાંરે તે૦॥ આતમ પરિણતિ શુદ્ધ તે વીજ ઝબુકડા રે ॥તે૦ ॥૧॥ વાજે વાય સુવાય, તે પાવન ભાવનારે તે૦ ॥ ઇંદ્ર ધનુષ ત્રિક યોગ, તે ભક્તિ ઇકમનારે તે૦॥ નિર્મલ પ્રભુ સ્તવ ઘોષ, ધ્વની ઘનગર્જના રે ધ્વ૦ ॥ તૃષ્ણા ગ્રીષમ કાલ, તાપની તર્જનારે ॥તા૦ ॥ ૨ ॥ શુભ લેસ્યાની આલિ, તે બગ પંકતિ બનીરે તે૦ ॥ શ્રેણી સરોવર હંસ, વસે શુચિ ગુણ મુનિરે વ૦॥ ચઉગતિ મારગ બંધ, ભવિકજન ઘર રહ્યારે; ભ૦॥ ચેતન સમતા સંગ, રંગમેં ઉમહ્યારે ॥રં૦ ॥૩॥ સમ્યક્દૃષ્ટિ મોર, તિહાં હરખે ઘણુંરે તિ૦ ॥ દેખી અદ્ભુત રૂપ, પરમ જિનવર તણુંરે ॥

પ૦॥ પ્રભુ ગુણનો ઉપદેશ, તે જલધારા વહી રે તે૦॥ ધરમ રૂચિ ચિત્ત ભૂમિ, માંહિ નિશ્ચલ રહીરે ॥માં૦॥૪॥ ચાતક શ્રમણ સમૂહ કરે તવ પારણોરે ક૦॥ અનુભવ રસ આસ્વાદ; સકલ દુઃખ વારણોરે સ૦॥ અશુભાચાર નિવારણ, તૃણ અંકૂરતારે તૃ૦॥ વિરતિ તણા પરિણામ, તે બીજની પૂરતારે ॥ તે૦ ॥૫ ॥ પંચ મહાવ્રત ધાન્ય, તણાં કર્ષણ વધ્યાંરે ત૦॥ સાધ્ય ભાવ નિજ થાપી, સાધનતાએ સધ્યારે સા૦॥ ક્ષાયિક દરિસન જ્ઞાન, ચરણ ગુણ ઉપનારે ચ૦॥ આદિક બહુ ગુણ સસ્ય, આતમ ઘર નીપનારે ॥ આ૦ ॥ ૬ ॥ પ્રભુ દરિસણ મહામેહ, તણે પ્રવેશમેં રે ત૦॥ પરમાનંદ સુભિક્ષ, થયા મુઝ દેશમેં રે થ૦॥ દેવચંદ્ર જિનચંદ્ર, તણો અનુભવ કરો રે ત૦ ॥ સાદિ અનંતો કાલ, આતમ સુખ અનુસરોરે ॥અ૦ ॥૭॥

૬ અથ શ્રી યશોવિજયજી કૃત સ્તવન.

શ્રી નમિ જિનની સેવા કરતાં, અલિય વિઘન સવિ દૂરે નાસેજી; અષ્ટમહા સિદ્ધિ નવનિધિ લીલા, આવે બહુ મહમૂર પાસેજી

॥ શ્રી૦ ॥ ૧ ॥ મયમત્તા અંગણ ગજ ગાજે, રાજે તેજી તુખાર તે ચંગાજી; બેટાબેટી બંધવ જોડી, લહિયે બહુ અધિકાર રંગાજી ॥શ્રી૦ ॥ ૨ ॥ વલ્લભ સંગમ રંગ લહી જે, અણ વાલહા હોય દૂર સહેજેજી; વાંછાતણો વિલંબ ન દૂજો, કારજ સીઝે ભૂરિ સહેજેજી ॥શ્રી૦ ॥ ૩॥ ચંદ્ર કિરણ ઉજવલ યશ ઉલસે, સૂરજ તુલ્ય પ્રતાપી દીપેજી; જે પ્રભુ ભક્તિ કરે નિત્ય વિનયે, તે અરિયણ બહુ પ્રતાપી ઝીપેજી ॥ શ્રી૦ ॥ ૪.॥ મગલ માલા લચ્છિ વિશાલા, બાલા બહુલે પ્રેમ રંગેજી; શ્રીનય વિજય વિબુધ પય સેવક, કહે લહિએ સુખ પ્રેમ અંગેજી ॥શ્રી૦ ॥૫॥

## ૭ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી નમિનાથ સ્વામિની સ્તુતિ.

શ્રી નમિનાથ સુહામણાએ, તીર્થ પતિ સુલતાનતો; વિશ્વંભર અરિહા પ્રભુ એ, વીતરાગ ભગવાન તો; રત્ન ત્રયીજસ ઉજલીએ, ભાખે ષટ દ્રવ્ય જ્ઞાન તો; ભૃકુટી સુરગંધારિકાએ, વીર હૃદય બહુ માનતો ॥૧॥

## ૮ અથ શ્રી પદ્મવિજયજી કૃત સ્તુતિ

નમીએ નમિ તેહ, પુન્ય થાય જયું દેહ; અઘ સમુદય જેહ, તે રહે નાહિરેહ; લહે કેવલ તેહ, સેવના કાર્ય એહ; લહે શિવપુર ગેહ, કર્મનો આણી છેહ ॥૧॥

ઇતિ શ્રી નમિનાથ સ્વામીનાં ચૈત્યવંદન, સ્તવન, અને સ્તુતિ સમાપ્ત.

---

## ૧ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી નેમિનાથ સ્વામીનું ચૈત્યવંદન.

નેમિનાથ બાવીસમા, અપરાજિતથી આય; સૌરીપુરમાં અવતર્યા, કન્યારાશિ સુહાય ॥૧॥ યોની વાઘ બિવેકીને, રાક્ષસગણ અદ્ભૂત; રિખ ચિત્રા ચોપનદિન, મૌનવતા મન પૂત ॥૨॥ વેતસ હેઠે કેવલીએ, પંચસયાં છત્રીશ; વાચંયમશું શિવવર્યા, વીર નમે નિસદીશ ॥૩॥

## ૨ અથ શ્રી પદ્મવિજયજી કૃત.

નેમિનાથ બાવીસમા, શીવાદેવી માય;

સમુદ્રવિજય પૃથવીપતિ, જેહ પ્રભુના તાય ॥૧॥ દશ ધનુષની દેહડી, આયુ વરસ હજાર શંખ લંછનધર સ્વામિજી, તજી રાજુલ નાર ॥ ૨ ॥ સૌરીપુર નયરી ભલીએ; બ્રહ્મચારી ભગવાન; જિન ઉત્તમ પદ પદ્મને; નમતાં અવિચલ થાન ॥૩॥

## ૩ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચૈત્યવં॥

અપરાજિતથી આવિયા, કાર્તીક વદિ બારસ; શ્રાવણ શુદિ પાંચમે જણ્યા, યાદવ અવતંસ ॥૧॥ શ્રાવણ શુદિ છઠ સંજમી, આસોજ અમાવાશ નાણ, શુદિ અષાઢની આઠમે, શિવ સુખ લહ્યું રસાલ ॥૨॥ અરિટ્ઠ-નેમી અણપરણીયાએ, રાજિમતીના કંત; જ્ઞાન વિમલ ગુણ એહના, લોકોત્તર વૃત્તાંત ॥૩॥

## ૪ અથ શ્રી આનંદઘનજી કૃત શ્રી નેમિનાથ સ્વામીનું સ્તવન.

રાગ મારૂણી ધણરા ઢોલા ॥ એ દેશી ॥

અષ્ટ ભવંતર વાલહીરે, તું મુઝ આતમરામ; મનરા વાલા, મુગતિ સ્ત્રીશું આપણે રે, સ-

ગપણ કોઇ ન કામ ॥મ૦॥૧॥ ઘર આવો હો વાલમ ઘર આવો, મ્હારી આશાના વિશરામ મ૦॥ રથ ફેરો હો સાજન રથ ફેરો, સાજન મ્હારા મનોરથ સાથ॥મ૦॥૨॥ નારી પખો શો નેહલો રે, સાચ કહે જગનાથ મ૦॥ ઇશ્વર અરધંગે ધરીરે, તું મુઝ ઝાલે ન હાથ ॥મ૦ ૩॥ પશુ જનની કરૂણા કરી રે, આણી હૃદય વિચાર મ૦॥ માણસની કરૂણા નહી રે, એ કુણ ઘર આચાર ॥મ૦ ૪॥ પ્રેમ કલપતરૂ છેદીયો રે, ધરિયો જોગ ધતૂર મ૦॥ ચતુરાઈરો કુણ કહો રે, ગુરૂ મિલિયો જગ સૂર ॥મ૦ ૫॥ મારૂં તો એમાં કયુંહી નહી રે, આપ વિચારે રાજ મ૦॥ રાજસભામેં બેસતાં રે, કિસડી બધસી લાજ ॥મ૦ ૬॥ પ્રેમ કરે જગ જન સહુ રે, નિર્વાહે તે ઓર મ૦॥ પ્રીત કરીને છોડી દે રે, તેહશું ન ચાલે જોર ॥મ૦ ॥૭॥ જો મનમાં એહવું હતું રે, નિસપત કરત ન જાણ મ૦॥ નિસપત કરીને છાંડતાં રે, માણસ હુવે નુકશાન ॥મ૦ ॥૮॥ દેતાં દાન સંવત્સરી રે, સહુ લહે વંછિત પોષ મ૦॥ સેવક વંછિત નવિ

લહે રે, તે સેવકનો દોષ ॥મ૦ ॥૯॥ સખી
કહે એ શામલો રે, હું કહું લક્ષણ સેત
મ૦॥ ઇણ લક્ષણ સાચી સખી રે, આપ વિ-
ચારે હેત ॥મ૦ ॥૧૦॥ રાગી શું રાગી સહુ રે,
વૈરાગી શ્યો રાગ મ૦॥ રાગ વિના કિમ દા-
ખવો રે, મુગતિ સુંદરી માગ ॥મ૦ ॥૧૧॥
એક ગુહ્ય ઘટતું નથી રે, સઘલોઈ જાણે લોક
મ૦॥ અનેકાંતિક ભોગવો રે, બ્રહ્મચારી
ગત રોગ ॥મ૦ ॥૧૨॥ જિણ જોણી તુમને
જોઊં રે, તિણ જોણી જોવો રાજ મ૦॥ એ-
કવાર મુઝને જુઓ રે, તો સીઝે મુજ કાજ
॥મ૦ ॥૧૩॥ મોહદશા ધરી ભાવના રે, ચિત્ત
લહે તત્વ વિચાર મ૦॥ વીતરાગતા આદરી
રે, પ્રાણનાથ નિરધાર ॥મ૦ ॥૧૪॥ સેવક પણ
તે આદરે રે, તો રહે સેવક મામ મ૦॥ આ-
શય સાથે ચાલીયે રે, એહીજ રૂડું કામ
॥મ૦ ॥૧૫॥ વિવિધ યોગ ધરી આદર્યો રે,
નેમિનાથ ભરતાર મ૦॥ ધારણ પોષણ તાર-
ણો રે, નવરસ મુગતા આહાર ॥મ૦ ॥૧૬॥
કારણ રુપી પ્રભુ ભજ્યો રે, ગણ્યું ન કાજ
અકાજ મ૦॥ કૃપા કરી મુઝ દીજીયે રે, આ-

નંદ ઘન પદ રાજ ॥મ૦ ॥૧૭॥

## ૫ અથ શ્રી દેવચંદ્રજી કૃત સ્તવન

પદ્મપ્રભ જિન જઈ અલગા વશા એ દેશી.

નેમ જિણેસર નિજ કારજ કર્યું, છાંડયો સર્વ વિભાવોજી; આત્મશક્તિ સકલ પ્રગટી કરી, આસ્વાદ્યો નિજ ભાવોજી ॥ને૦ ॥ ૧ ॥ રાજુલ નારીરે સારી મતિ ધરી, અવલંબ્યા અરિહંતોજી; ઉત્તમ સંગેરે ઉત્તમતા વધે, સધે આનંદ અનંતોજી ॥ને૦ ॥ ૨ ॥ ધર્મ અધર્મ આકાશ અચેતના, તે વિજાતી અગ્રાહ્યોજી; પુદ્ગલ ગ્રહવેરે કર્મ કલંકતા, વાધે બાધક બાહ્યોજી ॥ને૦ ॥૩॥ રાગી સંગે રે રાગ દશા વધે, થાયે તિણે સંસારોજી; નીરાગીથીરે રાગનું જોડવું, લહીયે ભવનો પારોજી ॥ને૦ ॥૪॥ અપ્રશસ્તારે ટાલિ પ્રશસ્તતા, કરતાં આશ્રવ નાસેજી; સંવર વાધે રે સાધે નિર્જરા, આતમભાવ પ્રકાસેજી ॥ને૦ ॥૫॥ નેમિ પ્રભુ ધ્યાને રે એકત્વતા, નિજ તત્વે એક તાનોજી; શુકલ ધ્યાનેરે સાધિ સુસિદ્ધતા, લહિયે મુક્તિ નિદાનોજી

॥નેo ॥૬॥ અગમ અરૂપીરે અલખ અગોચરૂ પરમાતમ પરમીશોજી; દેવચંદ્ર જિનવરની સેવના, કરતાં વાધે જગીશોજી ॥ને० ॥૭॥

## ૬ અથ શ્રી યશોવિજયજી કૃત સ્તવન.

આટલા દિન હું જાણુતોરે હાં એ દેશી.

તોરણ આવી રથ ફેરી ગયારે હાં, પશુ-યાં દેઈ દોષ; મેરે વાલમા, નવ ભવનેહ નિવારિયોરે હાં, સ્યો જોઈ આવ્યા જોશ ॥મે० ॥૧॥ ચંદ કલંકી જેહથીરે હાં, રામને સીતા વિયોગ મે०॥ તેહ કુરંગને વયણડેરે હાં, પતિ આવે કુણ લોગ ॥મે० ॥૨॥ ઉ-તારી હું ચિત્તથીરે હાં, મુક્તિ ધુતારી હેત મે०॥ સિદ્ધ અનંતે ભોગવીરે હાં, તેહશું કવણ સંકેત ॥ મે० ॥ ૩ ॥ પ્રીત કરતાં સો-હિલીરે હાં, નિરવહેતાં જંજાલ ॥મે० જે-હવો વ્યાલ ખેલાવવોરે હાં, જેહવી અગ-નની ઝાલ ॥મે० ॥ ૪ ॥ જો વિવાહ અવસરે દિઓરે હાં, હાથ ઉપર નવિ હાથ મે० ॥ દીક્ષા અવસર દીજિયેરે હાં, શિર ઉપર જગનાથ ॥મે० ॥૫॥ ઇમ વલવલતી રાજુલ

ગયારે હાં, નેમિ કને વ્રત લીધ મે૦॥ વાચક યશ કહે પ્રણમિયેરે હાં, એ દંપતી દોય સિદ્ધ ॥મે૦ ॥૬॥

## ૭ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી નેમિનાથ સ્વામીની સ્તુતિ.

દુરિત ભય નિવારં, મોહ વિધ્વંસ કારં, ગુણવંતમવિકારં, પ્રાપ્ત સિદ્ધિ મુદારં; જિનવર જયકારં, કર્મ સંકલેશ હારં, ભવજલ નિધિ તારં, નૌમી નેમિ કુમારં ॥૧॥ અડ જિનવર માતા, સિદ્ધિ સૌધે પ્રયાતા અડજિનવર માતા, સ્વર્ગ ત્રીજે વિખ્યાતા, અડ જિનવર માતા, પ્રાપ્ત માહેંદ્ર સ્થાતા; ભવ ભય જિન ત્રાતા, સંતને સિદ્ધિ દાતા ॥ ૨ ॥ ઋષભ જિનક જાવે, નાગ સ્વભાવ પાવે; ઇશાન સગ કહાવે, શેષ કાંતા સભાવે; પદ્માસન સુહાવે, નેમ આદ્યંત પાવે શેષ કાઉસગ ભાવે, સિદ્ધિ સૂત્રે પઠાવે॥૩॥ વાહન પુરૂષ જાણી, કૃષ્ણ વર્ણે પ્રમાણી; ગોમેધને વટ પાણી, સિંહ બેઠી વરાણી; તનુ કનક સમાણી, અંબિકા ચાર પાણી; નેમ

ભક્તિ ભરાણી, વીરવીજયે વખાણી ॥૪॥

## ૮ અથ શ્રી પદ્મવિજયજી કૃત સ્તુતિ.

રાજુલ વર નારી, રૂપથી રતિ હારી; તેહના પરિહારી, બાલથી બ્રહ્મચારી; પશુઆં ઉગારી, હુઆ ચારિત્ર ધારી; કેવલ શ્રી સારી, પામિયા ઘાતિવારી ॥ ૧ ॥ ત્રણ જ્ઞાન સંજુત્તા, માતની કુખે હુંતા; જનમે પુરહુંતા આવી શેવા કરંતા, અનુક્રમે વ્રત કરંતા, પંચ સુમતિ ધરંતા, મહિયલ વિચરંતા, કેવલ શ્રી વરંતા ॥૨॥ સવિ સુરવર આવે, ભાવના ચિત્ત લાવે; ત્રિગડું સોહાવે, દેવ છંદો બનાવે; સિંહાસન ઠાવે, સ્વામીના ગુણ ગાવે; તિહાં જિનવર આવે, તત્વ વાણી સુણાવે ॥ ૩ ॥ શાસન સુરી સારી, અંબીકા નામ ધારી; જે સમકિત નરનારી, પાપ સંતાપ વારી; પ્રભુ સેવાકારી, જાપ જપિયે સવારી; સંઘ દુરિત નિવારી, પદ્મને જેહ પ્યારી ॥૪॥

ઇતિ શ્રી નેમિનાથ સ્વામીનાં ચૈત્યવંદન, સ્તવન, અને સ્તુતિ સમાપ્ત.

---

## ૧ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી પાર્શ્વનાથ સ્વામીનું ચૈત્યવંદન.

નયરી વાણારશીયે થયા, પ્રાણતથી પરમેશ; યોની વ્યાઘ્ર સુહંકરી, રાક્ષસ ગણસુ વિશેષ ॥૧॥ જન્મ વિશાખાયે થયો, પાર્શ્વ પ્રભુ મહારાય; તુલારાશી છદ્મસ્થમાં, ચોરાશી દિન જાય ॥૨॥ ધવતરૂ પાસે પામીયા એ, ક્ષાયક દુગ ઉપયોગ; મુનિ તેત્રિસેં શિવ વર્યા, વીર અખય સુખ ભોગ ॥૩॥

## ૨ અથ શ્રી પદ્મવિજયજી કૃત ચૈત્યવંદન.

આશ પૂરે પ્રભુ પાસજી, ત્રોડે ભવ પાસ વામા માતા જનમિયો, અહિ લંછન જાસ ॥૧॥ અશ્વસેન સુત સુહંકરૂ, નવ હાથની કાયા; કાશી દેશ વાણારશી, પુણ્યે પ્રભુ આયા ॥૨॥ એકસો વર્ષનું આઉખુંએ, પાલી પાસ કુમાર; પદ્મ કહે મુગતે ગયા, નમતાં સુખ નિરધાર ॥૩॥

## ૩ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચૈત્ય૦

કલિણુ ચોથ ચૈત્રહ તણી, પ્રાણતથી આયા;

પોસ વદિ દશમે જનમ, ત્રિભુવન સુખ પાયા ॥૧॥ પોસવદિ ઇગ્યારશે, લહે મુનિ-વર પંથ; કમઠાસુર ઉપસર્ગનો, ટાલ્યો પ-લીમથ ॥૨॥ ચૈત્ર કસિણ ચોથહ દિનેએ, જ્ઞાનવિમલ ગુણ નૂર; શ્રાવણ સુદિ આઠમે લહ્યા, અવિચલ સુખ ભરપૂર ॥૩॥

## ૪ અથ શ્રી દેવચંદ્રજી કૃત શ્રી પાર્શ્વનાથ સ્વામીનું સ્તવન.

### કડખાની દેશી.

સહજ ગુણ આગરો, સ્વામી સુખ સાગરો; જ્ઞાન વૈરાગરે પ્રભુ સવાયો; શુદ્ધતા એકતા, તીક્ષ્ણતા ભાવથી, મોહ રિપુ જીતિ જય પડહ વાયો ॥સ૦ ॥ ૧ ॥ વસ્તુ નિજ ભાવ, અવિભાસ નિકલંકતા, પરિણતિ વૃત્તિતા કરી અભેદે; ભાવતા દાત્મ્યતા, શકિત ઉલ્લાસથી, સંતતિ યોગને તું ઉચ્છેદે ॥સ૦ ॥૨॥ દોષ ગુણ વસ્તુની, લખિય યથાર્થતા, લહિ ઉદાસીનતા અપર ભાવે; ધ્વં-સિતજ્જન્યતા, ભાવ કર્તાપણું, પરમ પ્રભુ

તું રમ્યો નિજ સ્વભાવે ॥ સ૦ ॥ ૩ ॥ શુભ અશુભ ભાવ, અવિભાસ તહકીકતા, શુભ અશુભ ભાવ તિહાં પ્રભુ ન કીધો; શુદ્ધ પરિણામતા, વીર્ય કર્ત્તા થઈ, પરમ અક્રીયતા અમૃત પીધો ॥ સ૦ ॥ ૪ ॥ શુદ્ધતા પ્રભુ તણી, આત્મભાવે રમે, પરમ પરમાત્મતા તાસ થાયે; મિશ્ર ભાવે અછે, ત્રિગુણની ભિન્નતા, ત્રિગુણ એકત્વ તુઝ ચરણ આયે ॥ સ૦ ॥ ૫ ॥ ઉપશમ રસભરી, સર્વ જન સંકરી, મૂર્ત્તિ જિનરાજની આજ ભેટી; કારણે કાર્યનિષ્પત્તિ શ્રધાન છે, તિણે ભવ ભ્રમણની ભીડ મેટી ॥ સ૦॥ ૬ ॥ નયર ખંભાયતે, પાર્શ્વ પ્રભુ દર્શને, વિકસતે હર્ષ ઉત્સાહ વાધ્યો ॥ હેતુ એકત્વતા રમણ પરિણામથી, સિદ્ધિ સાધકપણો આજ સાધ્યો ॥સ૦ ॥ ૭ ॥ આજ કૃત પુણ્ય, ધન દીહ માહારો થયો, આજ નર જનમમેં સફલ ભાવ્યો ॥ દેવચંદ્ર સ્વામી ત્રેવીશમો વંદીયો, ભક્તિભર ચિત્ત તુઝ ગુણ રમાવ્યો ॥સ૦॥૮॥

---

## ૫ અથ શ્રી યશોવિજયજી કૃત શ્રી પાર્શ્વનાથ સ્વામીનું સ્તવન.

### દેખો કામની દોઈ. એ દેશી.

વામા નંદન જિનવર મુનિમાંહે વડોરે, કે મુનિમાંહે વડો ॥ જિમ સુરમાંહિ સોહે સુરપતિ પરવડોરે, કે સુર૦ ॥ જિમ ગિર-માંહિ સુરાચલ મૃગમાંહે કેસરીરે ॥મૃ૦॥ જિમ ચંદન તરૂમાંહિ સુભટમાંહિં શુર-અરિરે ॥સુ૦ ॥ ૧ ॥ નદીય માંહિં જિમ ગંગ અનંગ સુરુપમાંરે ॥ અનંગ૦ ॥ ફુલમાંહિં અરવિંદ ભરતપતિ ભૂપમાંરે ॥ભ૦॥ એરાવણ ગજમાંહિં ગરૂડ ખગમાં યથારે॥ ગરૂડ૦ ॥ તેજવંતમાંહિં ભાણુ વખાણુમાંહિં જિનકથારે ॥વ૦ ॥ ૨ ॥ મંત્રમાંહિં નવકાર રત્નમાંહિ સુરમણિરે ॥રત્ન૦॥ સાગરમાંહિ સ્વયંભુ રમણ શિરોમણિરે ॥રમ૦॥ શુકલ ધ્યાન જિમ ધ્યાનમાં અતિ નિર્મલપણેરે, અ૦ શ્રી નયવિજય વિબુધ પય સેવક ઈમ ભણે ॥સે૦ ॥ ૩ ॥

## ૬ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી પાર્શ્વનાથ સ્વામીની સ્તુતિ.

પાસજિણંદા વામાનંદા જબ ગરભે ફળી,
સુપનાં દેખે અર્થ વિશેષે કહે મઘવા મળી;
જિનવર જાયા સુર હુલરાયા હુઆ રમણી
પ્રિયે, નેમિ રાજી ચિત્ત વિરાજી વિલોકિત
વ્રત લિયે ॥ ૧ ॥ વીર એકાકી ચાર હજારે
દીક્ષા ધુર જિનપતિ, પાસને મલ્લિ ત્રયસત
સાથે બીજા સહસે વ્રતી ॥ ષટસત સાથે સ-
જમ ધરતા વાસુપૂજ્ય જગધણી, અનોપમ
લીલા જ્ઞાન રસીલા દેજ્યો મુજને ઘણી ॥ ૨ ॥
જિન મુખ દીઠી વાણી મીઠી સુરતરૂ વેલડી,
દ્રાક્ષ વિહાસે ગઈ વનવાસે પીલે રસ સેલડી;
સાકર સેંતિ તરણાં લેતી, મુખે પશુ ચા-
વતી, અમૃત મીઠું સ્વર્ગે દીઠું સુરવધુ ગા-
વતી ॥ ૩ ॥ ગજ મુખ દક્ષો વામન જક્ષો
મસ્તકે ફણાવળી, ચ્યાર તે બાંહી કછપવાહી
કાયા જસ શામલી ॥ ચૌકર પ્રૌઢા નાગા-
રૂઢા દેવી પદ્માવતી, સોવનકાંતી પ્રભુ ગુણ
ગાતી વીર ઘેર આવતી ॥ ૪ ॥

## ૭ અથ શ્રી પદ્મવિજયજી કૃત સ્તુતિ.

શ્રી પાસજિણંદા, મુખ પૂનમ ચંદા ॥ પદ યુગ અરવિંદા, સેવે ચોસઠ ઇંદા ॥ લંછન નાગીંદા, જાસ પાયે સોહંદા ॥ સેવા ગુણી વૃંદા, જેહથી સુખ કંદા ॥ ૧ ॥ જનમથી વર ચાર, કર્મ નાસે ઇગ્યાર ॥ ઓગણીસ નિરધાર, દેવ કીધા ઉદાર ॥ સવિ ચોત્રીશધાર, પુન્યના એ પ્રકાર ॥ નમિયે નરનાર, જેમ સંસાર પાર ॥ ૨ ॥ એકાદશ અંગા, તિમ બારે ઉવંગા ॥ ષટછેદ સુચંગા, મૂલ ચારે સુરંગા ॥ દશ પયન્ના સુસંગા, સાંભલો થઇ એકંગા ॥ અનુયોગ વહુ ભંગા, નંદી સૂત્ર પ્રસંગા ॥ ૩ ॥ પાસે યક્ષ પાસો, નિત્ય કરતો નિવાસો ॥ અડતાલીસ જાસો, સહસ પરિવાર ખાસો ॥ સહુએ પ્રભુ દાસો, માગતા મોક્ષ વાસો ॥ કહે પદ્મ નિકાસો, વિઘ્નના વૃંદ પાસો ॥ ૪ ॥

ઇતિ શ્રી પાર્શ્વનાથ સ્વામીનાં ચૈત્યવંદન, સ્તવન, અને સ્તુતિ સમાપ્ત.

---

## ૧ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી મહાવીર સ્વામીનું ચૈત્યવંદન

ઉર્દ્ધ લોક દશમા થકી, કુંડ પુરે મંડાણ વૃષભશોની ચોવીશમા, વર્દ્ધમાન જિનભાણ ॥ ૧ ॥ ઉત્તરા ફાલ્ગુની ઉપના, માનવ ગણ સુખદાય ॥ કન્યારાશિ છદ્મસ્થમાં, બારવરસ વહી જાય ॥ ૨ ॥ શાલ વિશાલ તરૂ તલેએ, કેવલ નિધિ પ્રગટાય ॥ વીર બિરૂદ ધરવા ભણી, એકાકી શિવ જાય ॥૩॥

## ૨ અથ શ્રી પદ્મવિજયજી કૃત ચૈત્ય૦

સિદ્ધાર્થ સુત વંદીયે, ત્રિસલાનો જાયો ॥ ક્ષત્રી કુંડમાં અવતર્યો, સુર નરપતિ ગાયો ॥ ૧ ॥ મૃગ પતિ લંછન પાઉલે, સાત હાથની કાયા ॥ બહોતેર વરસનું આઉખુ, વીર જિનેસર રાયા ॥ ૨ ॥ ક્ષમાવિજય જિનરાજનાએ, ઉત્તમ ગુણ અવદાત ॥ સાત બોલથી વર્ણવ્યા, પદ્મવિજય વિખ્યાત ॥૩॥

## ૩ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચૈત્ય૦

શુદિ આષાઢિ છઠ દિવસે, પ્રાણતથી

ચવિયા ॥ તેરશ ચૈત્રહ શુદિ દિને, ત્રીસલા-
એ જણિયા ॥ ૧ ॥ માગશર વદિ દશમીદિ-
ને, આપ સંયમ આરાધે ॥ શુદિ દશમી
વૈશાખની, વર કેવલ સાધે ॥૨॥ કાર્તિકસિણ
અમાવશીયે, શિવગતિ કરે ઉદ્યોત ॥ જ્ઞાન-
વિમલ ગૌતમ લહે, પર્વ દીપોત્સવ હોત ૩

## ૪ અથ શ્રી દેવચંદ્રજી કૃત શ્રી મહાવીર સ્વામીનું સ્તવન.

કડખાની દેશી.

તાર હો તાર પ્રભુ, મુઝ સેવક ભણી, જગતમાં એટલું સુજશ લીજે ॥ દાસ અવગુણ ભર્યો, જાણી પોતા તણો, દયા નિધિ દીનપર દયા કીજે ॥તા૦ ॥ ૧ ॥ રાગ દ્વેષે ભર્યો, મોહ વૈરી નડયો, લોકની રીતિમાં ઘણુંયે રાતો ॥ ક્રોધવશ ધમધમ્યો, શુદ્ધ ગુણ નવિ રમ્યો, ભમ્યો ભવમાંહિ હું વિષય માતો ॥તા૦ ॥ ૨ ॥ આદર્યું આચરણ, લોક ઉપચારથી, શાસ્ત્ર અભ્યાસ પણ કાંઇ કીધો ॥ શુદ્ધ શ્રદ્ધાનવલિ, આત્મ અવલંબ વિનું, તેહવો કાર્ય તિણે કો ન

સીધા ॥તા૦॥ ૩ ॥ સ્વામી દરિસણ સમો, નિમિત લહી નિમિલો, જો ઉપાદાન એ શુચિ ન થાશે ॥ દોષ કો વસ્તુનો, અહવા ઉદ્યમ તણો; સ્વામી સેવા સહી નિકટ લાશે ॥તા૦ ॥ ૪ ॥ સ્વામી ગુણ ઓલખી, સ્વામીને જે ભજે, દરિસણ શુદ્ધતા તેહ પામે ॥ જ્ઞાન ચારિત્ર તપ, વીર્ય ઉલ્લાસથી, કર્મ ઝીપી વસે મુક્તિ ધામે ॥તા૦ ॥ ૫ ॥ જગત વત્સલ, મહાવીર જિનવર સુણી, ચિત્ત પ્રભુ ચરણને શરણ વાસ્યો ॥ તારજો બાપજી, બિરૂદનિજ રાખવા, દાસની સેવના રખે જોશો ॥તા૦ ॥ ૬ ॥ વીનતિ માનજો, શક્તિ એ આપજો, ભાવ સ્યાદ્વાદતા શુદ્ધ ભાસે ॥ સાધિ સાધકદશા, સિદ્ધતા અનુભવી, દેવચંદ્ર વિમલ પ્રભુતા પ્રકાસે, તા૦॥૭

## ॥ કળસ ॥

ચોવીસે જિનગુણ ગાઇયે, ધ્યાઇયે તત્વ સરુપોજી ॥ પરમાનંદ પદ પાઇયે, અક્ષય જ્ઞાન અનૂપોજી ॥ચો૦ ॥ ૧ ॥ ચવદહસે બાવન ભલા, ગણધર ગુણ ભંડારોજી ॥ સ-

મતામયિ સાહુ સાહુણી, સાવય સાવઈ સા-
રોજી ॥ચો૦ ॥ ૨ ॥ વર્દ્ધમાન જિનવર તણો,
શાસન અતિ સુખકારો જી ॥ ચઉવિહ સંઘ
વિરાજતાં, દૂસમ કાલ આધારોજી ॥ ચો૦
॥ ૩ ॥ જિન સેવનથી જ્ઞાનતા, લહે હિતા-
હિત બોધોજી ॥ અહિત ત્યાગ હિત આદરે,
સંયમ તપની શોધોજી ॥ચો૦ ॥ ૪ ॥ અ-
ભિનવ કર્મ અગ્રહણતા, જીર્ણ કર્મ અભાવો
જી ॥ નિઃકર્મીને અબાધતા, અવેદન અના-
કુલ ભાવોજી ॥ચો૦ ॥ ૫ ॥ ભાવ રોગના
વિગમથી, અચલ અક્ષય નિરાબાધોજી ॥
પૂર્ણાનંદ દશા લહી, વિલસે સિદ્ધ સમા-
ધોજી ॥ચો૦ ॥ ૬ ॥ શ્રી જિનચંદ્રની સેવના,
પ્રગટે પુણ્ય પ્રધાનોજી ॥ સુમતિ સાગર અ-
તિ ઉલ્લસે, સાધુરંગ પ્રભુધ્યાનોજી ॥ ચો૦
॥ ૭ ॥ સુવિહિત ગચ્છ ખરતરવરુ, રાજ સા-
ગર ઉવઝાયોજી ॥ જ્ઞાન ધર્મ પાઠક તણો,
શિષ્ય સુજસ સુખદાયોજી ॥ચો૦ ॥ ૮ ॥
દીપચંદ્ર પાઠક તણો, શિષ્ય સ્તવે જિનરા-
જો જી ॥ દેવચંદ્ર પદ સેવતાં, પૂર્ણાનંદ સ-
માજોજી ॥ચો૦ ॥ ૯ ॥

ઇતિ શ્રી દેવચંદજી કૃત ચતુર્વિંશતિ જિન
સ્તવનં સમાપ્ત.

## ૫ અથ શ્રી યશોવિજયજી કૃત સ્તવન.

રાગ ધન્યાશ્રી.

ગિરૂઆ રે ગુણ તુમ તણા, શ્રી વર્દ્ધમાન જિનરાયા રે ॥ સુણતાં શ્રવણે અમી ઝરે, માહારી નિર્મલ થાય કાયા રે ॥ગિ૦॥ ૧ ॥ તુમ ગુણ ગણ ગંગા જલે, હું ઝીલી નિર્મલ થાઊં રે ॥ અવર ન ધંધો આદરૂં, નિશિ દિન તોરા ગુણ ગાઊં રે ॥ગિ૦ ॥ ૨॥ ઝીલ્યા જે ગંગા જલે, તે છિલ્લર જલ નવિ પેસે રે ॥ જે માલતી ફૂલે મોહીયા, તે બાવલ જઇ નવિ બેસે રે ॥ગિ૦ ॥ ૩ ॥ એમ અમે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યા ને વલિ માચ્યા રે ॥ તે કેમ પરસુર આદરૂં, જે પરનારી વશ રાચ્યા રે ॥ગિ૦ ॥ ૪ ॥ તું ગતિ તું મતિ આશરો, તું આલંબન મુજ પ્યારો રે ॥ વાચક યશ કહે માહરે, તું જીવન જીવ આધારો રે ॥ગિ૦ ॥ ૫ ॥

ઇતિ શ્રીમદ્યશોવિજયજી ઉપાધ્યાય કૃત
ચોવીશ જિન સ્તવન સંપૂર્ણ.

# ૬ અથ શ્રી વીરવિજયજી કૃત શ્રી માહાવીર સ્વામીની સ્તુતિ.

વીર જગતપતિ જન્મ થાવે, નંદન નિશ્રિત શિખર રહાવે ॥ આઠ કુમારી ગાવે, અડગજ દંતા હેઠે વસાવે ॥ રૂચક ગિરિથી છત્રીશ જાવે, દ્વીપ રૂચક ચઉભાવે ॥ છપન્ન દિગ્ કુમરી હુલરાવે, સૂતિ કરમ કરી નિજઘર પાવે ॥ શક્ર સુઘોશા વજાવે, સિંહનાદ કરી જ્યોતિષી આવે ॥ ભવણ વિંતર શંખ પડહા મિલાવે, સુર ગિરિ જનમ મહલાવે, ॥ ૧ ॥ રૂષભ તેર શશી સાત કહીજે, શાંતિનાથ ભવ બાર ગુણીજે ॥ મુનિ સુવ્રત નવ કીજે, નવ નેમિશ્વર નમન કરીજે ॥ પાસ પ્રભુના દશ સમરીજે, વીર સત્તાવીશ લીજે ॥ અજિતાદિક જિન શેષ રહીજે, ત્રણ ત્રણ ભવ સઘલે ઠવીજે ॥ ભવ સમકિતથી ગણીજે, જિનનામ બંધ નિકાચિત કીજે ॥ ત્રીજે ભવ તપ ખંતિ ધરીજે, જિનપદ ઉદયે સીઝે ॥ ૨ ॥ આચાર આદ

અંગ ઇગ્યાર, ઉવવાઈ આદે ઉપાંગ તે બાર ॥ દશ પયન્ના સાર, છછેદ સૂત્ર વિચિત્ર પ્રકાર ॥ ઉપગારી મૂલ સૂત્ર તે ચાર, નંદી અનુયોગદ્વાર ॥ એ પિસ્તાલીસ આગમ સાર, સુણતાં લહે તત્વ વિચાર ॥ વસ્તુ સ્વભાવ વિચાર, વિષય ભુજંગી નિવિષ અપહાર ॥ એ સમો મંત્ર ન કો સંસાર, વીર શાસન જયકાર ॥ ૩ ॥ નકુલ બીજોરૂં દોય કર ઝાલી, માતંગ સુર શામ કાંતિ તે જાલી ॥ વાહન ગજશું હાલી, સિંહ ઉપર બેઠી રઢિયાલી ॥ સિદ્ધાયિકા દેવી લટકાલી, હરિતાભા ચ્યાર ભૂજાલી ॥ પુસ્તક અભયા જિમણે ઝાલી, માતુ લિંગને વીણા રસાલી ॥ વામ ભૂજા નહિં ખાલી, શુભ ગુરૂ ગુણ પ્રભુ ધ્યાને ધટાલી ॥ અનુભવ નેહશું દેતી તાલી, વીર વચન ટંકશાલી ॥ ૪ ॥

## ૭ અથ શ્રી વીરવિજયજી કૃત સ્તુતિ.

રુષભાનન ચંદ્રાનન જાણો, વારિષેણ શાસ્વત વર્દ્ધમાનો ॥ પૂરવ પશ્ચિમ ઉત્તર ઠાણો, દક્ષિણ પડિમા ભાગ પ્રમાણો ॥૧॥

ઉર્દ્ધલોકે જિન બિંબ ઘણેરાં, ભવનપતિમાં ઘરઘર દેહેરાં ॥ વ્યંતર જોતિષી ત્રીછે અનેરાં, ચારે શાસ્વત નામ ભલેરાં ॥ ૨ ॥ ભરતાદિક જે ક્ષેત્રે સુહાવે, કાલ ત્રિકે જે અરિહા આવે ॥ ચ્યાર નામ એ નિશ્ચય થાવે, અંગ ઉવંગે વાત જણાવે ॥ ૩ ॥ પંચ કલ્યાણકે હર્ષ અધુરે, નંદીશ્વર દ્વીપે જઇ પૂરે ॥ હર્ષે મહોતૃસવ કરત અઠાઈ, દેવ દેવી શુભ વીરે વધાઈ ॥ ૪ ॥

ઇતિ શ્રી વીરવિજયજી કૃત સ્તુતિયો સમાપ્ત.

## ૮ અથ શ્રી પદ્મવિજયજી કૃત સ્તુતિ

મહાવીર જિણંદા, રાયસિદ્ધાર્થ નંદા ॥ લંછન મૃગઇંદા, જાસ પાયે સોહંદા ॥ સુરનર વરઇંદા, નિત્ય સેવા કરંદા ॥ ટાલે ભવ ફંદા, સુખ આપે અમંદા ॥ ૧ ॥ અડ જિનવર માતા, મોક્ષમાં સુખશાતા ॥ અડજિનની ખ્યાતા, સ્વર્ગ ત્રીજે આખ્યાતા ॥ અડજિનપ જનેતા, નાક માહેંદ્ર યાતા ॥ સવિ જિનવર નેતા, શાશ્વતા સુખદાતા ॥ ૨ ॥ મલ્લિ નેમિ પાસ, આદિ અઠમ ખાસ ॥ કરી

એક ઉપવાસ, વાસુ પૂજ્ય સુવાસ ॥ શેષ છઠ સુવિલાસ, કેવલજ્ઞાન જાસ ॥ કરે વાણી પ્રકાશ, જેમ અજ્ઞાન નાશ ॥ ૩ ॥ જિનવર જગદીશ, જાસ મોહોટી જગીશ ॥ નહિ રાગને રીસ, નામિયે તાસ શિશ ॥ માતંગ સુર ઇશ, સેવતો રાત દીશ ॥ ગુરૂ ઉત્તમ અધીશ, પદ્મ ભાખે સુશીશ ॥ ૪ ॥

## ૯ અથ શ્રી પદ્મવિજયજી કૃત સ્તુતિ

રૂષભ ચંદ્રાનન વંદન કીજે, વારીષેણ દુઃખ વારેજી ॥ વર્દ્ધમાન જિનવર વલી પ્રણમો, શાશ્વત નામ એ ચ્યારેજી ॥ ભરતાદિક ક્ષેત્રે મિલિ હોવે, ચ્યાર નામ ચિત્ત ધારેજી ॥ તિણે ચ્યારે એ શાશ્વત જિનવર, નમિયે નિત્ય સવારેજી ॥ ૧ ॥ ઉર્દ્ધ અધોત્રિચ્છા લોકે થઇ, કોડી પન્નરસે જાણોજી ॥ ઉપરે કોડિ બેતાલીસ પ્રણમો, અડવન લખ મન આણોજી ॥ છત્રિસ સહસ એંશી તે ઉપરે, બિંબ તણો પરિમાણોજી ॥ અસંખ્યાત વ્યંતર જ્યોતિષમાં, પ્રણમું તે સુવિહાણોજી ॥ ૨ ॥ રાયપસેણી જીવા ભિગ-

મેં. ભગવતી સૂત્રે ભાંખીજી ॥ જંબુદ્વીપ પન્નતિ ઠાણાંગે, વિવરિને ઘણુ દાખીજી ॥ વલિય અશાશ્વતી જ્ઞાતા કલ્પમાં, વ્યવહાર પ્રમુખે આખીજી ॥ તે જિન પ્રતિમા લોપે પાપી, જિહાં બહુ સૂત્ર છે સાખીજી ॥ ૩ ॥ એ જિન પૂજાથી આરાધક, ઈશાન ઈંદ્ર કહાયાજી ॥ જિમ સૂરિયાભ પ્રમુખ સુર-વર, દેવી તણા સમુદાયાજી ॥ નંદીસર અ-ઠાઈ મોહાતસવ, કરે અતિ હર્ષ ભરાયાજી ॥ જિન ઉત્તમ કલ્યાણક દિવસે પદ્મવિજય નમે પાયાજી ॥ ॥ ૪ ॥

ઈતિ શ્રી મહાવીર સ્વામીનાં ચૈત્યવંદન, સ્તવન, અને સ્તુતિ, તથા ચ્યાર શાશ્વતા જિનની સ્તુતિ સમાપ્ત.



ઇતિ શ્રી ચોવીશ તીર્થંકરનાં ચૈત્યવંદન, સ્તવન, અને સ્તુતિ સંપૂર્ણ.



## ૧ અથ શ્રી સિદ્ધાચલજીનું ચૈત્યવંદન.

વિમલ કેવલ જ્ઞાન કમલા, કલિત ત્રિ-

ભુવન હિતકરં ॥ સુરરાજ સંસ્તુત ચરણ પંકજ, નમો આદિ જિનેશ્વરં ॥૧॥ વિમલ ગિરિવર શૃંગ મંડણ, પ્રવર ગુણગણ ભૂધરં ॥ સુર અસુર કિન્નર કોડિ સેવિત, નમો૦ ॥૨॥ કરત નાટિક કિન્નરિ ગણ, ગાય જિનગુણ મનહરં ॥ નિર્જરા વલી નમે અહનિશ, નમો૦ ॥ ૩ ॥ પુંડરિક ગણપતિ સિદ્ધિ સાધી, કોડી પણ મુનિ મનહરં ॥ શ્રી વિમલ ગિરિવર શૃંગ સિદ્ધા, નમો૦ ॥ ૪ ॥ નિજ સાધ્ય સાધન સુર મુનિવર, કોડીનંત એ ગિરિવરં ॥ મુક્તિ રમણી વર્યા રંગે, નમો૦ ॥ ૫ ॥ પાતાલ નર સુરલોક માંહી, વિમલ ગિરિવરતો પરં ॥ નહિ અધિક તીરથ તીર્થપતિ કહે, નમો૦ ॥ ૬ ॥ એમ વિમલ ગિરિવર શિખર મંડણ, દુઃખ વિહંડણ ધ્યાઇયે ॥ નિજશુદ્ધ સત્તા સાધનાર્થં, પરમ જ્યોતિ નિપાઇયે ॥ ૭ ॥ જિત મોહ કોહ વિછોહ નિદ્રા, પરમ પદસ્થિત જયકરં ॥ ગિરિરાજ સેવા કરણ તત્પર, પદ્મવિજય સુવિહિતકરં ॥ ૮ ॥

ઇતિ શ્રી સિદ્ધાચલજીનું ચૈત્યવંદન સંપૂર્ણ.

## ૨ અથ શ્રી સિદ્ધાચલજીનું સ્તવન.

આખડીયે રે મેં આજ શત્રુંજય દીઠો રે, સવા લાખ ટકાનો દાહાડો રે, લાગે મુને મીઠો રે ॥ સફલ થયો રે માહારા મનનો ઉમાહો, વાહાલા માહારા ભવનો સંશય ભાંગ્યો રે ॥ નરક તિર્યંચ ગતિ દૂર નિવારી, ચરણે પ્રભુજીને લાગ્યો રે ॥ શત્રુંજય દીઠો રે ॥ ૧ ॥ એ આંકણી ॥ માનવ ભવનો લાહો લીજે ॥ વા૦ ॥ દેહડી પાવન કીજે રે ॥ સોના રૂપાને ફૂલડે વધાવી, પ્રેમ પ્રદક્ષિણા દીજે રે ॥ શત્રું૦ ॥ ૨ ॥ દુધડે પખાલી ને કેશર ઘોલી ॥ વા૦ ॥ શ્રી આદીશ્વર પૂજ્યા રે ॥ શ્રી સિદ્ધાચલ નયણે જોતાં, પાપ મેવાસી ધ્રૂજ્યા રે ॥ શત્રું૦ ॥ ૩ ॥ શ્રી મુખ સુધર્મા સુરપતિ આગે ॥ વા૦ વીર જિણંદ એમ બોલે રે ત્રણ ભુવનમાં તીરથ મોટું, નહિ કાંઇ શત્રુંજય તોલે રે ॥ શત્રુ૦ ॥૪॥ ઇંદ્ર સરીખા એ તીરથની ॥વા૦ ॥ ચાકરી ચિત્તમાં ચાહે રે ॥ કાયાની તો કાશ્મર કાઢી, સુરજ કુંડમાં નાહે રે ॥ શત્રું૦ ॥ ૫ ॥

કાંકરે કાંકરે શ્રી સિદ્ધ ક્ષેત્રે ॥ વા૦ ॥ સા-
ધુ અનંતા સિદ્ધા રે ॥ તે માટે એ તીરથ
મહોટું, ઉદ્ધાર અનતા કીધા રે ॥ શત્રું૦
॥ ૬ ॥ નાભિ રાયા સુત નયણે જોતાં ॥ વા૦
મેહ અમીરસ વુઠા રે ॥ ઉદય રત્ન કહે
આજ મહારે પોતે, શ્રી આદેસર તુઠા રે
॥ શત્રું૦ ॥ ૭ ॥

ઇતિ શ્રી સિદ્ધાચલજીનું સ્તવન સંપૂર્ણ.

## ૩ અથ શ્રી સિદ્ધાચળજીની સ્તુતિ.

શ્રી શેત્રુંજય ગિરિ આદિજિન આવ્યા પૂર્વ નવાણું વારજી; અનંત લાભ તિહાં જિનવર જાણું, સમોસર્યા નિરધારજી, વિમળ ગિરિવર મહિમા મોટો, સિદ્ધાચળને ઠામજી; કાંકરે કાંકરે અનંતા સિદ્ધા, એકશોને આઠ ગિરિ નામજી ॥ ૧ ॥

---

## ૧ અથ શ્રી સીમંધર સ્વામીનું ચૈત્ય૦

સીમંધર પરમાતમા, શિવ સુખના દાતા ॥ પુખ્ખલવઇ વિજયે જયો, સર્વ જી-

વના ત્રાતા ॥ ૧ ॥ પૂર્વવિદેહ પુંડરિગિણિ, નયરીયે સોહે ॥ શ્રી શ્રેયાંસ રાજા તિહાં, ભવિયણનાં મન મોહે ॥ ૨ ॥ ચઉદ સુપન નિર્મલ લહી, સત્યકી રાણી માત ॥ કુંથુઅર જિન અંતરે, શ્રીં સીમંધર જાત ॥ ૩ ॥ અનુક્રમે પ્રભુ જનમીયા, વલી યૌવન પાવે ॥ માત પિતા હરખે કરી, રૂકમિણી પરણાવે ॥ ૪ ॥ ભોગવી સુખ સંસારનાં, સંજમ મન લાવે ॥ મુનિસુવ્રત નમિ અંતરે, દીક્ષા પ્રભુ પાવે ॥ ૫ ॥ ઘાતી કર્મનો ક્ષય કરી, પામ્યા કેવલ નાણ ॥ રિષભ લંછને શોભતા, સર્વ ભાવના જાણ ॥ ૬ ॥ ચોરાશી જસ ગણધરા, મુનિવર એકશો કોડ ॥ ત્રણ ભુવનમાં જોયતાં, નહી કોય એહની જોડ ॥ ૭ ॥ દશ લાખ કહ્યા કેવલી, પ્રભુજીનો પરિવાર ॥ એક સમય ત્રણ કાલના, જાણે સર્વ વિચાર ॥ ૮ ॥ ઉદયપેઢાલ જિનાંતરે એ, થાશે જિનવર સિદ્ધ ॥ જસવિજય ગુરૂ પ્રણમતાં, શુભ વંછિત ફલ લીધ ॥૯॥ ઈતિ શ્રી સીમંધર સ્વામીનું ચૈત્યવંદન, સ૦

---

# ૨ અથ શ્રી સીમંધર સ્વામીનું સ્તવન.

## ઇડર આંબા આંબલીરે. એ દેશી.

પુખ્ખલવઇ વિજયે જયો રે, નયરી પું-
ડરીગિણી સાર ॥ શ્રી સીમંધર સાહિબારે,
રાય શ્રેયાંસ કુમાર ॥ જિણંદરાય, ધરજયો
ધર્મ સનેહ ॥ ૧ ॥ એ આંકણી ॥ મોહોટા
ન્હાના અંતરો રે, ગિરૂઆ નવિ દાખંત ॥
શશિ દરિશણ સાયર વધે રે, કૈરવ વન વિ-
કસંત ॥ જિ૦ ॥ ૨ ॥ ઠામ કુઠામ ન લેખવે
રે, જગ વરસંત જલધાર ॥ કર દોય કુસુ-
મેં વાસિયે રે, છાયા સવિ આધાર ॥ જિ૦
॥ ૩ ॥ રાયને રંક સરિખા ગણે રે ઉદ્યોતે
શશિ સૂર ॥ ગંગાજલ તે બિહું તણા રે,
તાપ કરે સવી દૂર ॥ જિ૦ ॥ ૪ ॥ સરિખા
સહુને તારવા રે, તિમ તુમે છો મહારાજ॥
મુજશું અંતર કિમ કરો રે, બાંહે ગ્રહ્યાની
લાજ ॥જિ૦॥ ૫ ॥ મુખ દેખી ટીલું કરે
રે, તે નવિ હોય પ્રમાણ ॥ મુજરો માને
સવિ તણો રે, સાહિબ તેહ સુજાણ ॥ જિ૦
વૃષભલંછન માતા સત્યકી રે, નંદન રૂકમ-

ણી કંત ॥ વાચક જસ એમ વીનવે રે, ભ-
યભંજન ભગવંત ॥ જિ૦ ॥ ૭ ॥
ઇતિ શ્રી સીમંધર સ્વામીનું સ્તવન સંપૂર્ણ.

---

## ૩ અથ શ્રી સીમંધર સ્વામીની સ્તુતિ.

સીમંધર જિનવર, સુખકર સાહેબ દેવ ॥
અરિહંત સકલની, ભાવ ધરી કરૂં સેવ ॥
સકલ આગમ પારગ, ગણધર ભાષિત
વાંણી ॥ જયવંતિ આણા, જ્ઞાનવિમલ ગુણ-
ખાણી ॥ ૧ ॥
એ સ્તુતિ ચાર વખત પણ કહેવાય છે.
ઇતિ શ્રી સીમંધર સ્વામીના સ્તુતિ સંપૂર્ણ.

---

## ૧ અથ શ્રી બીજનું ચૈત્યવંદન.

દુવિધ ધર્મ જિણે ઉપદિશ્યો, ચોથા અ-
ભિનંદન ॥ બીજે જન્મ્યા તે પ્રભુ, ભવદુઃખ
નિકંદન ॥ ૧ ॥ દુવિધ ધ્યાન તુમ્હે પરિહરો,
આદરો દોય ધ્યાન ॥ એમ પ્રકાશું સુમતિ
જિને, તે ચવિયા બીજ દિન ॥ ૨ ॥ દોય
બંધન રાગ દ્વેષ, તેહને ભવિ તજીયે ॥ મુજ

પરે શીતલ જિન કહું, બીજદિન શિવ ભ-
જીયે ॥ ૩ ॥ જીવાજીવ પદાર્થનું, કરો નાણ
સુજાણ ॥ બીજ દિને વાસુપૂજ્ય પરે, લહો
કેવલ નાણ ॥ ૪ ॥ નિશ્ચય નય વ્યવહાર
દોય, એકાંત ન ગ્રહીયે ॥ અર જિન બીજ
દિને ચવી, એમ જન આગલ કહીયે ॥ ૫ ॥
વર્તમાન ચોવીશીયે, એમ જિન કલ્યાણ ॥
બીજદિને કેઈ પામીયા, પ્રભુ નાણ નિર્વાણ
॥ ૬ ॥ એમ અનંત ચોવીશીયે એ, હુઆં
બહુ કલ્યાણ ॥ જિન ઉત્તમ પદ પદ્મને, ન-
મતાં હોય સુખ ખાણ ॥ ૭ ॥

ઇતિ શ્રી બીજનું ચૈત્યવંદન સંપૂર્ણ.

---

## ૨ અથ શ્રી બીજનું સ્તવન.

### ફતમલ પાણીડાને જાય. એ દેશી.

પ્રણમી શારદ માય, શાસન વીર સુહંક-
રુજી ॥ બીજ તિથિ ગુણ ગેહ, આદરો ભ-
વિયણ સુંદરુજી ॥ ૧ ॥ એહ દિન પંચ ક-
લ્યાણ, વિવરીને કહું તે સુણોજી ॥ માહા
શુદિ બીજે જાણ, જન્મ અભિનંદન તણોજી

જી ॥ ૨ ॥ શ્રાવણ શુદિની હો બીજ, સુમતિ ચવ્યા સુરલોકથીજી ॥ તારણ ભવોદધિ તેહ, તસ પદ સેવે સુરથોકથીજી ॥ ૩ ॥ સમેતશિખર શુભ ઠાણ, દશમા શીતલ જિનગણુંજી ॥ ચૈત્ર વદિની હો બીજ, વર્યા મુક્તિ તસ સુખ ઘણુંજી ॥ ૪ ॥ ફાલ્ગુન મારાની બીજ, ઉત્તમ ઉજ્જવલ માસનીજી॥ અરનાથ ચ્યવન. કર્મક્ષયે તવ પાસનીજી ॥ ૫ ॥ ઉત્તમ માઘજ માસ, શુદિ બીજે વાસુપૂજ્યનોજી ॥ એહિજ દીન કેવલ નાણ, શરણ કરો જિનરાજનોજી ॥૬॥ કરણી રુપ કરો ખેત, સમકિત રુપ રોપો તિહાંજી ॥ ખાતર કિરિયા હો જાણ, ખેડ સમતા કરી જિહાંજી ॥ ૭ ॥ ઉપશમ તદ્રુપ નીર, સમકિત છોડ પ્રગટ હોવેજી ॥ સંતોષ કરી અહો વાડ, પચ્ચખ્ખાણ વ્રત ચોકી સોહે જી ॥ ૮ ॥ નાસે કર્મ રિપુ ચોર, સમકિત વૃક્ષ ફળ્યો તિહાંજી ॥ માંજર અનુભવ રુપ, ઉતરે ચારિત્ર ફલ જિહાંજી ॥ ૯ ॥ શાંતિ સુધારસ વારિ, પાન કરી સુખ લીજીએજી ॥ તંબોલ સમ લ્યો સ્વાદ, જીવને સંતોષ રસ

કિજીએજી ॥ ૧૦ ॥ બીજ કરો બાવીશ માસ, ઉત્કૃષ્ટિ બાવીશ માસનીજી ॥ ચોવિહાર ઉપવાસ, પાલિયે શીલ વસુધાસનીજી ॥૧૧॥ આવશ્યક દોય વાર. પડિલેહણ દોય લીજીયેજી ॥ દેવવંદન ત્રણ કાલ, મન વચ કાયાયે કીજીયેજી ॥ ૧૨ ॥ ઉજમણું શુભ ચિત્ત, કરી ધરીયે સંયોગથીજી ॥ જિનવાણી રસ એમ, પીજીયે શ્રુત ઉપયોગથીજી ॥૧૩॥ એણિ વિધ કરિયે હો બીજ, રાગને દ્વેષ દૂરેજી॥ કેવલ પદ લહી તાસ, વરે મુકિત ઉલટ ધરીજી ॥ ૧૪ ॥ જિનપૂજા ગુરૂભકિત, વિનય કરી સેવો સદાજી ॥ પદ્મવિજયનો શિષ્ય, ભકિત પામે સુખ સંપદાજી ॥ ૧૫ ॥

ઇતિ શ્રી બીજનું સ્તવન સંપૂર્ણ.

---

## ૩ અથ શ્રી બીજ તિથિની સ્તુતિ.

દિન સકલ મનોહર, બીજ દિવસ સુ વિશેષ ॥ રાય રાણા પ્રણમે, ચંદ્ર તણી જ્યાં રેખ ॥ તિહાં ચંદ્ર વિમાને, શાશ્વત જિનવર જેહ ॥ હું બીજ તણે દિન, પ્રણમું આ-

ણી નેહ ॥ ૧ ॥ અભિનંદન ચંદન, શીતલ શિતલનાથ ॥ અરનાથ સુમતિજિન, વાસુપૂજ્ય શિવ સાથ ॥ ઈત્યાદિક જિનવર, જન્મ જ્ઞાન નિરવાણ ॥ હું બીજતણે દિન, પ્રણમું તે સુવિહાણ ॥ ૨ ॥ પરકાશ્યો બીજે, દુવિધ ધર્મ ભગવંત ॥ જેમ વિમલા કમલા, વિઉલ નયન વિકસંત ॥ આગમ અતિ અનુપમ, જિહાં નિશ્ચય વ્યવહાર ॥ બીજે સવિ કિજે, પાતકનો પરિહાર ॥ ૩ ॥ ગજગામિની કામિની, કમલ સુકોમલ ચીર ॥ ચક્રેસરી કેશરી, સરસ સુગંધ શરીર ॥ કરજોડી બીજે, હું પ્રણમું તસ પાય ॥ એમ લબ્ધિવિજય કહે, પૂરો મનોરથ માય ॥ ૪ ॥

ઇતિ શ્રી બીજ તિથિની સ્તુતિ સંપૂર્ણ.

---

## ૧ અથ શ્રી જ્ઞાનપંચમીનું ચૈત્યવંદન.

ત્રિગડે બેઠા વીરજિન, ભાંખે ભવિજન આગે ॥ ત્રિકરણશું ત્રિહું લોક જન, નિસુણો મન રંગે ॥ ૧ ॥ આરાહો ભલિ ભાતસે, પાંચમ અજુવાલી ॥ જ્ઞાન આરાધન કારણે, એહજ તિથિ નિહાલી ॥૨॥ જ્ઞાન

વિના પશુ સારિખા, જાણો એણુ સંસાર ॥ જ્ઞાન આરાધનથી લહ્યું, શિવપદ સુખ શ્રીકાર ॥૩॥ જ્ઞાન રહિત ક્રિયા કહી, કાશ કુસુમ ઉપમાન ॥ લોકાલોક પ્રકાશકર, જ્ઞાન એક પરધાન ॥૪॥ જ્ઞાની સાસો સાસમેં, કરે કર્મનો એહ ॥ પૂર્વ કોડી વરસાં લગે, અજ્ઞાને કરે તેહ ॥૫॥ દેશ આરાધક ક્રિયા કહી, સર્વ આરાધક જ્ઞાન ॥ જ્ઞાન તણો મહિમા ઘણો, અંગ પાંચમે ભગવાન ॥૬॥ પંચ માસ લઘુ પંચમી, જાવજ્જીવ ઉત્કૃષ્ટિ ॥ પંચ વરસ પંચ માસની, પંચમી કરો શુભદૃષ્ટિ ॥૭॥ એકાવનહી પંચનો એ, કાઉસ્સગ્ગ લોગસ્સ કેરો ॥ ઉજમણું કરો ભાવશું, ટાલે ભવ ફેરો ॥૮॥ એણી પેરે પંચમી આરાહીયે એ, આણી ભાવ અપાર ॥ વરદત્ત ગુણમંજરી પરેં, રંગવિજય લહો સાર ॥ ૯॥

ઇતિ શ્રી પંચમીનું ચૈત્યવંદન સંપૂર્ણ.

---

## ૨ અથ શ્રી પંચમીનું લઘુ સ્તવન.

પંચમી તપ તુમે કરો રે પ્રાણી, જેમ પામો નિર્મલ જ્ઞાન રે ॥ પહેલું જ્ઞાન ને પછી

ક્રિયા, નહિં કોઈ જ્ઞાન સમાન રે ॥ પંચ૦ ॥૧॥ નંદીસૂત્રમાં જ્ઞાન વખાણ્યું, જ્ઞાનના પાંચ પ્રકાર રે ॥ મતિ શ્રુત અવધિ ને મનઃપર્યવ, કેવલ એક ઉદાર રે ॥ પંચમી૦ ॥૨॥ મતિ અઠ્ઠાવિશ શ્રુત ચઉદહ વીશ, અવધિ છે અસંખ્ય પ્રકાર રે ॥ દોય ભેદે મનઃપર્યવ દાખ્યું, કેવલ એક ઉદાર રે ॥ પંચમી૦ ॥૩॥ ચંદ્ર સૂર્ય ગ્રહ નક્ષત્ર તારા, એકથી એક અપાર રે ॥ કેવલ જ્ઞાન સમું નહીં કોઇ, લોકાલોક પ્રકાશ રે ॥ પંચમી૦ ॥૪॥ પારસનાથ પ્રસાદ કરીને, મ્હારી પૂરો ઉમેદ રે ॥ સમય સુંદર કહે હું પણ પામું, જ્ઞાનનો પાંચમો ભેદ રે ॥ પંચમી૦ ॥૫॥

ઇતિ શ્રી પંચમીનું લઘુ સ્તવન સંપૂર્ણ.

---

## ૩ અથ શ્રી પંચમીની સ્તુતિ.

શ્રાવણ શુદિ દિન પંચમી એ, જનમ્યા નેમજિણંદ તો ॥ શ્યામ વરણ તનુ શોભતું એ, મુખ શારદકો ચંદ તો ॥ સહસ વરસ પ્રભુ આઉખુ એ, બ્રહ્મચારી ભગવંતતો ॥ અષ્ટકરમ હેલે હણી એ, પોહોતા મુક્તિ મહંત-

તો ॥૧॥ અષ્ટાપદ આદિ જિન એ, પોહોત્યા મુક્તિ મોઝાર તો ॥ વાસુપૂજ્ય ચંપાપુરી એ, નેમ મુક્તિ ગિરનાર તો ॥ પાવાપુરી નગરીમાં વલિ એ, શ્રી વીરતણું નિર્વાણ તો ॥ સમેત શિખર વીશ સિદ્ધ હુઆ એ, શિરવહું તેહની આણ તો ॥૨॥ નેમનાથ જ્ઞાની હુવા એ, ભાંખે સાર વચન તો ॥ જીવદયા ગુણ વેલડી એ, કીજે તાસ જતન તો ॥ મૃષા ન બોલો માનવી એ, ચોરી ચિત નિવાર તો ॥ અનંત તીર્થંકર એમ કહે એ, પરહરિયે પરનાર તો ॥૩॥ ગોમેદ નામે જક્ષ ભલો એ, દેવી શ્રી અંબીકા નામ તો ॥ શાસન સાનિધ્ય જે કરે એ, કરે વલિ ધર્મનાં કામ તો ॥ તપગચ્છ નાયક ગુણ નિલો એ, શ્રી વિજયસેન સૂરિ રાય તો ॥ રિષભદાસ પાય સેવતાં એ, સફલ કરો અવતાર તો ॥૪॥

ઇતિ શ્રી પંચમીની સ્તુતિ સંપૂર્ણ.

---

## ૧ અથ શ્રી અષ્ટમીનું ચૈત્યવંદન.

માહા શુદિ આઠિમને દિને, વિજયા સુત

જાયો ॥ તેમ ફાગણ શુદિ આઠમે, સંભવ ચવિ આયો ॥૧॥ ચૈતર વદની આઠમેં, જનમ્યા રિષભ જિણંદ ॥ દીક્ષા પણ એ દિન લહી, હુઆ પ્રથમ મુનિચંદ ॥૨॥ માધવ શુદિ આઠમ દીને, આઠ કર્મ કર્યાં દૂર ॥ અભિનંદન ચોથા પ્રભુ, પામ્યા સુખ ભરપૂર ॥૩॥ એહીજ આઠમ ઉજલી, જનમ્યા સુમતિ જિણંદ ॥ આઠ જાતિ કલશે કરી, ન્હવરાવે સુર ઈંદ્ર ॥૪॥ જન્મ્યા જેઠ વદિ આઠમે, મુનિસુવ્રત સ્વામી ॥ નેમ આષાઢ શુદિ આઠમે, અષ્ટમી ગતિ પામી ॥૫॥ શ્રાવણ વદિની આઠમે, નમિ જન્મ્યા જગભાણ ॥ તિમ શ્રાવણ શુદિ આઠમે, પાસજીનું નિર્વાણ ॥૬॥ ભાદ્રવા વદિ આઠમ દિને, ચવિયા સ્વામી સુપાસ ॥ જિન ઉત્તમ પદ પદ્મને, સેવ્યાથી શિવવાસ ॥૭॥

ઈતિ શ્રી અષ્ટમીનું ચૈત્યવંદન સંપૂર્ણ.

---

## ૨ અથ શ્રી અષ્ટમીનું સ્તવન.

હાંરે મારે ઠામ ધરમના, સાડા પચ્ચવીશ દેશ જો, દીપેરે ત્યાં દેશ મગધ સહુમાં શિરે

રે લો ॥ હાંરે મારે નગરી તેહમાં, રાજગ્રહી સુવિશેષ જો ॥ રાજે રે ત્યાં શ્રેણિક, ગાજે ગજપરે રે લો ॥૧॥ હાંરે મારે ગામ નગર પુર પાવન કરતા નાથ જો, વિચરંતા તિહાં આવી વીર સમોસર્યા રે લો ॥ હાં૦ ॥ ચઉદ સહસ્સ મુનિવરના, સાથે સાથ જો ॥ સુધા રે તપસંયમ શિયલે અલંકર્યા રે લો ॥૨॥ હાં૦ ફૂલ્યા રસભર ઝુલ્યા અંબકદંબ જો ॥ જાણું રે ગુણશીલ વન હસિ રોમંચિયો રે લો ॥ ॥ હાં૦ ॥ વાયા વાય સુવાય તિહાં અવિલંબ જો ॥ વાસેરે પરિમલ ચિહુ પાસે સંચિયોરે લો ॥૩॥ હાં૦ ॥ દેવ ચતુર્વિધ આવે કોડાકોડ જો ॥ ત્રિગડુંરે મણિ હેમ રજતનું તે રચે રે લો ॥ હાં૦ ॥ ચોશઠ સુરપતિ સેવે હોડા હોડ જો ॥ આગે રે રસ લાગે ઇંદ્રાણી નચે રે લો ॥૪॥ હાં૦ ॥ મણિમય હેમ સિંહાસન બેઠા આપ જો ॥ ઢાલે રે સુર ચામર માણ રત્ને જડયાં રે લો ॥ હાં૦॥ સુણતાં દુંદુભિ નાદ ટલે સવિ તાપ જો, વરસે રે સુર ફૂલ સરસ જાનૂં અડયાં રે લો ॥૫॥ હાં૦ ॥

તાજે તેજે ગાજે ધન જેમ લુંબ જો ॥ રા-
જેરે જિનરાજ સમાજે ધર્મને રે લો ॥ હાં૦
નિરખી હરખી આવે જન મન લુંબ જો ॥
પોષેરે રસ ન પડે ઘોષે ભર્મમાં રે લો ॥૬॥
હાં૦ ॥ આગમ જાણી જિનનો શ્રેણિક રાય
જો ॥ આવ્યોરે પરિવરિયો હય ગય રથ પા-
યગે રે લો ॥ હાં૦ ॥ દેઈ પ્રદક્ષિણા વંદિ બે-
ઠો ઠાય જો ॥ સુણવારે જિનવાણી મોટે ભા-
યગે રે લો ॥ ૭ ॥ હાં૦ ॥ ત્રિભુવન નાયક
લાયક તવ ભગવંત જો ॥ આણી રે જન
કરૂણા ધર્મ કથા કહે રે લો ॥ હાં૦ ॥ સહજ
વિરોધ વિસારી જગના જંત જો ॥ સુણવા
રે જિનવાણી મનમાં ગહ ગહેરે લો ॥૮॥

---

## ઢાળ ૨૭.

વાલેમ વેહેલારે આવજો એ દેશી.

વીરજીનવર એમ ઉપદિસે ॥ સાંભલો ચ
તુર સુજાંણરે ॥ મોહની નિંદમાં કાં પડો ॥
ઓલખો ધર્મના ઠાંણરે ॥ વિરતીએ સુમતી
ધરી આદરો ॥ ૧ ॥ પરિહરો વિષય કષાયરે॥
બાપડા પંચ પરમાદથી ॥ કાં પડો કુગતી-

માં ધાયરે૦ ॥ વિ૦ ॥ કરી શકો ધર્મ કરણી સદા ॥ તો કરો એ ઉપદેશરે ॥ સર્વ કાલે કરી નવિ સકો ॥ તો કરો પર્વ સુ વિશેષરે વિ૦ ॥ ૩ ॥ જૂજૂઆ પર્વ ખટનાં કહ્યાં ॥ ફલ ઘણાં આગમે જોયરે ॥ વચન અનુસારે આરાધતાં ॥ સર્વથા સિદ્ધિ ફલ હોયરે ॥ વિ૦ ॥ ૪ ॥ જીવને આયુ પરભવ તણો ॥ તિથિદિને બંધ હોય પ્રાયરે ॥ તેહભણી એહ આરાધતાં ॥ પ્રાણીઓ સદ્દગતિ જાયરે ॥ વિ૦ ॥ ૫ ॥ તેહવે અષ્ટમી ફલ તિહાં ॥ પૂછે ગૌતમ સ્વામરે ॥ ભવિક જીવ જાણવા કારણ ॥ કહે વીર પ્રભુ તાંમરે ॥ વિ૦ ॥ ૬ ॥ અષ્ટ મહા સિદ્ધી હોય એહથી ॥ સંપદા આઠની વૃદ્ધીરે ॥ બુદ્ધિના આઠ ગુણ સંપજે ॥ એથી આઠગુણ સિદ્ધરે ॥ ૭ ॥ લાભ હોય આઠ પડિહારનો ॥ આઠ પવયણ ફલ હોયરે ॥ નાશ અષ્ટ કર્મનો મુલથી ॥ અષ્ટમીનું ફલ જોયરે ॥ વિ૦ ॥ ૮ ॥ આદિ જીન જન્મ દિક્ષા તણો ॥ અજીતનો જન્મ કલ્યાણરે ॥ ચવન સંભવ તણો એહ તિથે ॥ અભિનંદન નિરવાણરે ॥ વિ૦ ॥ ૯ ॥ સુમ-

તિ સુવ્રત નમિ જનમિયા ॥ નેમનો મુગતિ દિન જાંણુરે ॥ પાસ જીન એહ તિથે સિદ્ધલા ॥ સાતમા જીન ચવન માણુરે ॥ વિ૦ ॥ ૧૦ ॥ એહ તિથિ સાધતો રાજીઓ ॥ દંડવિરજ લહ્યો મુકિતરે ॥ કર્મ હણવા ભણી અષ્ટમી ॥ કહે સૂત્ર નિર્યુકતીરે ॥ વિ૦ ॥૧૧ ॥ અતીત અનાગત કાલનાં ॥ જીન તણાં કેઈ કલ્યાણુરે ॥ એહ તિથે વલી ઘણા સંયમી ॥ પામશે પદ નિરવાણુરે ॥ વિ૦ ॥ ૧૨॥ ધર્મ વાસિત પશુ પંખીયા ॥ એહ તિથે કરે ઉપવાસરે ॥ વ્રત ધારી જીવ પોષો કરે ॥ જેહને ધર્મ અભ્યાસરે ॥ વિ૦ ॥ ૧૩ ॥ ભાખિયો વીરે આઠમ તણો ॥ ભવિક હિત એહ અધિકારરે ॥ જીન મુખે ઉચરી પ્રાણીયા ॥ પામશે ભવતણો પારરે ॥ વિ૦ ॥ ૧૪ ॥ એહથી સંપદા સવિ લહે ॥ ટલે કષ્ટની કોડરે ॥ સેવજો શિષ્ય બુધપ્રેમનો ॥ કહે કાંતી કરજોડરે ॥ વિ૦ ॥ ૧૫ ॥

॥ કળસ ॥ એમ ત્રિજગ ભાસન અચલ શાસન ॥ વર્ધમાંન જીનેસરૂં ॥ બુધ પ્રેમ ગુરૂ સુપસાય પાંમી ॥ સંથુણ્યો અલવેસરૂ

॥ જીન ગુણ પ્રસંગે ભણ્યો રંગે ॥ તવન એ આઠમ તણો ॥ જે ભવિક ભાવે સુણે ગાવે ॥ કાંતિ સુખ પાવે ઘણો ॥ ૧ ॥ ઇતિ શ્રી અષ્ટમીનું સ્તવન સંપૂર્ણ ॥

---

## ૩ અથ શ્રી અષ્ટમીની સ્તુતિ.

મંગલ આઠ કરી જસ આગલ, ભાવ ધરી સુરરાજજી ॥ આઠ જાતિના કલશ કરીને, ન્હવરાવે જિનરાજજી ॥ વીર જિનેશ્વર જન્મ મહોત્સવ, કરતાં શિવ સુખ સાધેજી ॥ આઠમનું તપ કરતાં અમ ઘર, મંગલ કમલા વાધેજી ॥૧॥ અષ્ટ કરમ વયરી ગજગંજન, અષ્ટાપદ પરે બલીયાજી ॥ આઠમે આઠ સુરૂપ વિચારી, મદ આઠે તસ ગલિયાજી ॥ અષ્ટમી ગતિપરે પહોતા જિનવર, ફરસ આઠ નહીં અંગજી ॥ આઠમનું તપ કરતાં અમ ઘર, નિત્ય નિત્ય વાધે રંગજી ॥૨॥ પ્રાતિહારજ આઠ બિરાજે, સમવસરણ જિન રાજેજી ॥ આઠડે આઠશો આગમ ભાંખી, ભવિ મન સંશય ભાંજેજી ॥ આઠે જે પ્રવચનની માતા, પાલે નિરતિચારોજી ॥ આઠ-

મને દિન અષ્ટ પ્રકારે, જીવ દયા ચિત્ત ધા-
રોજી ॥૩॥ અષ્ટ પ્રકારી પૂજા કરીને, માનવ
ભવફલ લીજેજી ॥ સિદ્ધાઇ દેવી જિનવર
સેવી, અષ્ટ મહાસિદ્ધિ દીજેજી ॥ આઠમનું
તપ કરતાં લીજે, નિર્મલ કેવલ જ્ઞાનજી ॥
ધીર વિમલ કવિ સેવક નય કહે, તપથી
કોડ કલ્યાણજી ॥૪॥

ઈતિ શ્રી અષ્ટમીની સ્તુતિ સંપૂર્ણ.

---

## ૧ અથ શ્રી એકાદશીનું ચૈત્યવંદન.

શાસન નાયક વીરજી, પ્રભુ કેવલ પાયો;
સંઘ ચતુર્વિધ થાપવા, મહસેન વન આયો
॥૧॥ માધવ સીત એકાદશી, સોમલ દ્વીજ
યજ્ઞ ॥ ઈંદ્રભૂતિ આદ મલ્યા, એકાદસ વિ-
જ્ઞ ॥૨॥ એકાદશસે ચઉ ગુણા, તેહનો પ-
રિવાર વેદ અર્થ અવલો કરે, મન અભિ-
માન અપાર ॥૩॥ જીવાદિક શંસય હરી
એ, એકાદશ ગણધાર ॥ વીરે થાપ્યા વંદી-
યે, જિન શાસન જયકાર ॥૪॥ મલ્લી જન્મ
અર મલ્લી પાસ, વર ચરણ વિલાસી ॥ ઋ-
ષભ અજિત સુમતિ નમિ, મલ્લી ઘનઘાતી

વિનાશી ॥૫॥ પદ્મપ્રભ શિવવાસ પાસ, ભવભવના તોડી ॥ એકાદશી દિન આપણી, ઋદ્ધિ સઘલી જોડી ॥૬॥ દશ ખેત્રે ત્રિહું કાલનાં, ત્રણશે કલ્યાણ ॥ વરસ અગ્યાર એકાદશી, આરાધો વર નાણ ॥૭॥ અગીયાર અંગ લખાવીયે, એકાદશ પાઠાં ॥ પૂંજણી ઠવણી વિંટણી, મસી કાગલ કાઠાં ॥૮॥ અગીયાર અવ્રત છાંડવાં એ, વહો પડિમા અગિયાર ॥ ખિમાવિજય જિન શાસને, સફલ કરો અવતાર ॥૯॥

ઇતિ શ્રી એકાદશીનું ચૈત્યવંદન સંપૂર્ણ.

## ૨ અથ શ્રી એકાદશીનું સ્તવન.

જગપતિ નાયક નેમિજિણંદ, દ્વારિકા નગરી સમોસર્યા ॥ જગપતિ વંદવા કૃષ્ન નરિંદ, જાદવ કોડશું પરિવર્યા ॥૧॥ જગપતિ ધીગુણ ફૂલ અમૂલ, ભક્તિ ગુણે માલા રચી ॥ જગપતિ પૂજી પૂછે કૃષ્ન, ક્ષાયિક સમકિત શિવરૂચિ ॥૨॥ જગપતિ ચારિત્ર ધર્મ અશક્ત, રક્ત આરંભ પરિગ્રહે ॥ જગપતિ મુજ આતમ ઉદ્ધાર, કારણ તુમ વિણ

કોણ કહે ॥૩॥ જગપતિ તુમ સરિખો મુજ નાથ, માંથે ગાજે ગુણનિલો ॥ જગપતિ કોય ઉપાય બતાવ, જેમ કરે શિવવધૂ કંતલો ॥૪॥ નરપતિ ઉજજવલ માગશિર માસ, આરાધો એકાદશી ॥ નરપતિ એકશોને પંચાશ, કલ્યાણક તિથિ ઉલ્લસી ॥૫॥ નરપતિ દશ ક્ષેત્રે ત્રણ કાલ, ચોવીશી ત્રીસે મલી ॥ નરપતિ નેવુ જિનનાં કલ્યાણ, વિવરી કહું આગલ વલી ॥૬॥ નરપતિ અર દીક્ષા નમિ નાણ, મલ્લી જન્મ વ્રત કેવલી ॥ નરપતિ વર્ત્તમાન ચોવીશી, માંહે કલ્યાણક આવલી ॥ ૭ ॥ નરપતિ મોનપણે ઉપવાસ, દોઢશો જપમાલા ગણો ॥ નરપતિ મન વચ કાય પવિત્ર, ચરિત્ર સુણો સુવ્રત તણો ॥૮॥ નરપતિ દાહિણ ધાતકી ખંડ, પશ્ચિમ દિશિ ઈક્ષુકારથી ॥ નરપતિ વિજય પાટણ અભિધાન, સાચો નૃપ પ્રજાપાલથી ॥૯॥ નરપતિ નારી ચંદ્રાવતી તાસ, ચંદ્રમુખી ગજગામિની ॥ નરપતિ શ્રેષ્ઠિ શૂર વિખ્યાત, શિયલ સલીલા કામિની ॥૧૦॥ નરપતિ પુત્રાદિક પરિવાર, સાર ભૂષણ ચીવર ધરી ॥

નરપતિ જાયે નિત્ય જિનગેહ, નમન સ્તવન પૂજા કરે ॥૧૧॥ નરપતિ પોષે પાત્ર સુપાત્ર, સામાયિક પોષધ વરે ॥ નરપતિ દેવવંદન આવસ્યક, કાલ વેલાયે અનુસરે. ॥૧૨॥

## ઢાળ ૨ ૭.

એક દિન પ્રણમી પાય, સુવ્રત સાધુ તણારી ॥ વિનયે વિનવે શેઠ, મુનિવર કરી કરૂણારી ॥૧॥ દાખો મુજ દિન એક, થોડો પુણ્ય કીયોરી ॥ વાધે જિમ વડ બીજ, શુભ અનુબંધી થયોરી ॥૨॥ મુનિ ભાસે મહા ભાગ્ય, પાવન પર્વ ઘણાંરી ॥ એકાદશી સુવિશેષ, તેહમાં સુણ સુમનારી ॥૩॥ સિત એકાદશી સેવ, માસ અગ્યાર લગેરી ॥ અથવા વરસ ઈગ્યાર, ઉજવી તપશુવગેરી ॥૪॥ સાંભલી સદ્દગુરૂ વેણ, આનંદ અતિ ઉલ્લસ્યોરી ॥ તપ સેવી ઉજવિય, આરણ સ્વર્ગે વસ્યોરી ॥૫॥ એકવીશ સાગર આય, પાલી પુણ્ય વસેરી ॥ સાંભલ કેશવ રાય, આગલ જેહ થશેરી ॥૬॥ સોરીપુરમાં શેઠ, સમૃદ્ધદત્ત વડોરી ॥ પ્રીતિમતિ પ્રિયા તાસ,

પુણ્યે જોગ જડયોરી ॥૭॥ તસ કુખે અવ-
તાર, સૂચિત શુભ સ્વપ્નેરી ॥ જનમ્યો પુત્ર
પવિત્ર, ઉત્તમ ગ્રહ શુકનેરી ॥૮॥ નાલ નિ-
ક્ષેપ નિધાન, ભૂમિથી પ્રગટ હુવોરી ॥ ગ-
ર્ભ દોહદ અનુભાવ, સુવ્રત નામ ઠવ્યોરી ॥૯॥
બુદ્ધિ ઉદ્યમ ગુરૂ જોગ, શાસ્ત્ર અનેક ભ-
ણ્યોરી ॥ યૌવનવય અગીયાર, રુપવતી પ-
રણ્યોરી ॥૧૦॥ જિનપૂજન મુનિદાન, સુવ્રત
પચ્ચખાણ ધરેરી ॥ અગીયાર કંચન કોડ,
નાયક પુણ્ય ભરેરી ॥૧૧॥ ધર્મઘોષ અણ-
ગાર, તિથિ અધિકાર કહેરી ॥ સાંભલી સુ-
વ્રત શેઠ, જાતિસ્મરણ લહેરી ॥૧૨॥ જિન-
પ્રત્યય મુનિ શાખ, ભકતે તપ ઉચરેરી ॥
એકાદશી દિન આઠ, પોહોરો પોસો ધરેરી ॥૧૩

## ઢાળ ૩ જી.

પત્નિ સંયુતે પોસહ લીધો, સુવ્રત શેઠે
અન્યદાજી ॥ અવસર જાણી તસ્કર આવ્યા,
ઘરમાં ધન લૂંટે તદાજી ॥૧॥ શાસન ભકતે
દેવી શકતે, થંભાણા તે બાપડાજી ॥ કોલા-
હલ સુણિ કોટવાલ આવ્યો, ભૂપ આગલ

મસ્યા રાંકડાજી ॥૨॥ પોસહ પારી દેવ જુ-
હારી, દયાવંત લેઈ ભેટણાંજી ॥ રાયને પ્રણ-
મી ચોર મૂકાવી, શેઠે કીધાં પારણાંજી ॥૩॥
અન્ય દિવસ વિશ્વાનલ લાગ્યો, સોરીપુરમાં
આકરોજી ॥ શેઠજી પોસહ સમરસ બેઠા,
લોક કહે હઠ કાં કરોજી ॥૪॥ પુણ્યે હાટ
વખારચો શેઠની, ઉગરી સૌ પ્રશંસા કરેજી॥
હરખે શેઠજી તપ ઉજમણું, પ્રેમદા સાથે
આદરેજી ॥૫॥ પુત્રને ઘરનો ભાર ભલાવી,
સંવેગી શિર સેહરોજી ॥ ચઉનાણી વિજય
સેખર સૂરિ, પાસે તપવ્રત આદરેજી ॥૬॥
એક ખટ માસી ચાર ચોમાસી, દોસય છઠ્ઠ
સો અઠ્ઠમ કરેજી ॥ બીજા તપ પણ બહુશ્રુત
સુવ્રત, મૌન એકાદશી વ્રત ધરેજી ॥૭॥
એક અધમ સુર મિથ્યાદૃષ્ટિ, દેવતા સુવ્રત
સાધુનેજી ॥ પૂર્વોપાર્જિત કર્મ ઉદેરી, અંગે
વધારે વ્યાધિનેજી ॥૮॥ કર્મે નડીયો પાપે
જડીયો, સુર કહે જાઉ ઓષધ ભણીજી ॥
સાધુ ન જાયે રોષ ભરાયે, પાટુ પ્રહારે હ-
ણ્યો મુનિજી ॥૯॥ મુનિ મન વચન કાય

ત્રિયોગે, ધ્યાન અનલ દહે કર્મનેજી ॥ કેવલ પામી જિતપદ રામી, સુવ્રત નેમ કહે સ્યામનેજી ॥૧૦॥

## ઢાળ ૪ થી.

કાન પયંપે નેમને એ, ધન્ય ધન્ય યાદવ વંશ ॥ જિહાં પ્રભુ અવતર્યા એ ॥ મુજમન માનસ હંસ, જયો જિન નેમને એ ॥૧॥ ધન્ય શિવા દેવી માવડી એ, સમુદ્રવિજય ધન્ય તાત ॥ સુજાત જગત ગુરૂ એ, રત્ન ત્રયિ અવદાત ॥ જયો૦ ॥ ૨ ॥ ચરણ વિરાધી ઉપનો એ, હું નવમો વાસુદેવ ॥ જયો૦ ॥ તિણે મન નવિ ઉલ્લસે એ, ચરણ ધરમની સેવ ॥ જયો૦ ॥ ૩ ॥ હાથી જેમ કાદવ ગલ્યો એ, જાણું ઉપાદેય હેય ॥જયો૦ તો પણ હું ન કરી શકું એ, દુષ્ટ કર્મનો ભેય ॥ જયો૦ ॥ ૪ ॥ પણ સરણો બલિયા તણો એ, કીજે સીજે કાજ ॥ જયો૦ ॥ એહવાં વચનને સાંભલી એ, બાંહે ગ્રહ્યાની લાજ ॥જયો૦॥ ૫॥ નેમ કહે એકાદશી એ, સમકિત યુત્ત આરાધ ॥ જયો૦ ॥ થાઇશ

જિનવર બારમો એ, ભાવિ ચોવીશિયે લદ્ધ ॥ જયો૦ ॥ ૬ ॥ કલશ ॥ ઇમ નેમિ જિનવર, નિત્ય પુરંદર, રૈવતાચલ મંડણો ॥ બાણ નવ મુનિ, ચંદ વરસે, રાજનગરે સંથુણ્યો ॥ સંવેગરંગ તરંગ જલનિધિ, સત્યવિજય ગુરૂ અનુસરી ॥ કપૂરવિજય કવિ, ક્ષમાવિજય ગણિ, જિનવીજય જયસિરિ વરી ॥૧॥

ઇતિ શ્રી એકાદશીનું સ્તવન સંપૂર્ણ.

---

## ૩ અથ શ્રી એકાદશીની સ્તુતિ.

એકાદશી અતિ રુયડી, ગોવિંદ પૂછે નેમ ॥ કોણ કારણ એ પર્વ મહોટું, કહો મુજશું તેમ ॥ જિનવર કલ્યાણક અતિ ઘણાં, એકશોને પંચાશ ॥ તેણે કારણ એ પર્વ મહોટું, કરો મૌન ઉપવાસ ॥ ૧ ॥ અગિયાર શ્રાવક તણિ પ્રતિમા, કહે તે જિનવર દેવ ॥ એકાદશી એમ અધિક સેવો, વન ગજા જિમરેવ ॥ ચોવીશ જિનવર સયલ સુખકર, જેસા સુરતરૂ ચંગ ॥ જેમ ગંગ નિર્મલ નીર જેહવું, કરો જિનશું રંગ ॥ ૨ ॥ અગીયાર અંગ લખાવીયે, અગીયાર પાઠાં

સાર ॥ અગીયાર કવલી વિંટણાં, ઠવણી પૂંજણી સાર ॥ ચાબખી ચંગી વિવિધ રંગી, શાસ્ત્રતણે અનુસાર ॥ એકાદશી એમ ઉજવો, જેમ પામિયે ભવપાર ॥ ૩ ॥ વર કમલનયણી કમલ વયણી, કમલ સુકોમલ કાય ભુજ દંડ ચંડ અખંડ જેહને, સમરતાં સુખ થાય ॥ એકાદશી એમ મન વશી, ગણી હર્ષ પંડિત શિષ્ય ॥ શાસન દેવી વિઘન નિવારો, સંઘ તણાં નિશદિશ ॥૪॥

ઇતિ શ્રી અગીયારશની સ્તુતિ સંપૂર્ણ.

---

## અથ શ્રી સમેતશિખર ગિરિનું સ્તવન.

ક્રીડા કરી ઘેર આવીયો. એ દેશી.

સમેત શિખર જિન વંદીયે, મ્હોટું તીરથ એહ રે ॥ પાર પમાડે ભવ તણો, તીરથ કહીએ તેહ રે ॥ સ૦ ॥ ૧ ॥ અજિતથી સુમતિ જિણંદ લગે, સહસ મુનિવર પરિવાર રે ॥ પદ્મપ્રભુ શિવ સુખ વર્યા, ત્રણશે અડ અણગાર રે ॥સ૦ ॥ ૨ ॥ પાંચશે મુનિ પરિવારશું, શ્રી સુપાસ જિણંદ રે ॥ ચં-

ઢ પ્રભુ શ્રેયાંસ લગે, સાથે સહસ મુણીંદરે ॥ સ૦ ॥ ૩ ॥ છ હજાર મુનિરાજશું, વિમલ જિનેશ્વર સિદ્ધા રે ॥ સાત સહસસું ચૌદમા, નિજ કારજ વર કીધાં રે ॥સ૦ ॥ ૪ ॥ એકશો આઠશું ધર્મજી, નવશેશું શાંતિનાથ રે ॥ કુંથુ અર એક સહસશું, સાચો શિવપૂર સાધ રે ॥ સ૦ ॥ ૫ ॥ મલ્લિનાથ શત પાંચશું, મુનિ નમિ એક હજાર રે ॥ તેત્રીશ મુનિયુત પાસજી, વરિયા શિવસુખ સાર રે ॥ સ૦ ॥ ૬ ॥ સત્તાવીશ સહસ ત્રણશેં, ઉપર ઓગણ પંચાશ રે ॥ જિન પરિકર બીજા કેઇ, પામ્યા શિવપુર વાસ રે ॥ સ૦ ॥ ૭ ॥ એ વીશે જિન એણે ગિરિ, સિદ્ધા અણુસણ લેઈ રે ॥ પદ્મવિજય કહે પ્રણમીએ, પાસ શામલનું ચૈઇ રે ॥સ૦ ૮ ॥

ઇતિ શ્રી સમેત શિખર ગિરિનું સ્તવન સંપૂર્ણ.

## અથ શ્રી અર્બુદ ગિરિનું સ્તવન.

ચાલો ચાલોને રાજ, ગિરિધર રમવા જઇએ એ દેશી.

આવો આવોને રાજ; શ્રી અર્બુદગિરિ

જઈએ ॥ શ્રી જિનવરની ભકિત કરીને, આતમ નિર્મલ થઈએ ॥ આ૦ ॥ એ આંકણી ॥ વિમલ વસઈના પ્રથમ જિનેસર, મુખ નિરખે સુખ પઈએ ॥ ચંપક કેતકી પ્રમુખ કુસુમવર, કંઠે ટોડર ઠવીયે ॥ આ૦॥ ॥૧॥ જમણે પાસે લૂણવસઈ, શ્રી નેમીસર નમીયે ॥ રાજિમતી વર નયણે નિરખી, દુઃખ દોહગ સવિ ગમીયે ॥ આ૦ ॥ ૨ ॥ સિદ્ધાચલ શ્રી ઋષભ જિનેશ્વર, રૈવત નેમ સમરીયે ॥ અર્બુદગિરિની યાત્રા કરતાં, ત્રિહુ તીર્થ ચિત્ત ધરીયે ॥ આ૦ ॥ ૩ ॥ મંડપ મંડપ વિવિધ કોરણી, નિરખી હિયડે ઠરીયે ॥ શ્રી જિનવરનાં બિંબ નિહાલી, નર ભવ સફલો કરીયે ॥ આ૦ ॥ ૪ ॥ અવિચલ ગઢ આદીશ્વર પ્રણમી, અશુભ કર્મ સવિ હરિયે ॥ પાસ શાંતિ નિરખી જબ નયણે, મન મોહ્યું ડુંગરીયે ॥ આ૦ ॥ ૫ ॥ પાજે ચઢતાં ઉજમ વાધે, જેમ ઘોડે પાખરીયે ॥ સકલ જિનેસર પૂજી કેસર, પાપ પડલ સવિ હરીયે ॥ આ૦ ॥ ૬ ॥ એક ધ્યાને પ્રભુને ધ્યા-

તા, મન માંહિ નવિ ડરીયે ॥ જ્ઞાનવિમલ કહે પ્રભુ સુપસાયે, સકલ સંઘ સુખ કરીયે ॥ આ૦ ॥ ૭ ॥

ઇતિ શ્રી અર્બુદગિરિનું સ્તવન સંપૂર્ણ.

---

## અથ શ્રી રાણકપૂરજીનું સ્તવન.

શ્રી રાણકપુર રલીયામણું રે લાલ ॥ શ્રી આદીસર દેવ ॥ મન મોહ્યું રે ॥ ઉત્તંગ તોરણ દેહરૂં રે લા૦ ॥ નીરખીજે નિત્યમેવ ॥ મ૦॥ શ્રી ॥ ૧॥ ચઉવિશ મંડપ ચિંહુ દિશેરે લા૦ ચઉમુખ પ્રતિમા ચાર ॥ મ૦॥ ત્રિભુવન દીપક દેહરૂં રે લા૦ સમોવડ નહીં સંસાર ॥ મ૦ ॥ શ્રી૦ ॥૨॥ દેહરી ચોરાશી દીપતીરે લા૦ ॥ માંડયો અષ્ટાપદ મેર ॥ મ૦ ॥ ભલે જુહાર્યાં ભોંયરાંરે લા૦ ॥ સુતાં ઉઠી સવેર ॥ મ૦ ॥ શ્રી૦ ॥ ૩ ॥ દેશ જાણીતું દેહરૂં રે લા૦ ॥ મોટા દેશ મેવાડ ॥ મ૦॥ લખ્ખ નવાણુ લગાવીયારે લા૦॥ ધન્ન ધરણે પોરવાડ ॥ મ૦ ॥ શ્રી૦ ॥૪॥ ખરતર વસઇ ખાંતશું રે

॥લા૦॥ નિરખંતાં સુખ થાય ॥મ૦॥ પાંચ પ્રાસાદ બીજાં વલીરે લા૦ જોતાં પાતક જાય ॥ મ૦ ॥ શ્રી ॥ ૫॥ આજ કૃતારથ હું થયોરે ॥લા૦॥ આજ થયો આણંદ ॥ મ૦॥ યાત્રા કરી જિનવર તણીરે ॥લા૦॥ દૂરે ગયું દુઃખ દંદ ॥ મ૦ ॥ શ્રી૦ ॥૬॥ સંવત શોલને છોતરેરે ॥લા૦॥ માગશિર માસ મોઝાર ॥ મ૦ ॥ રાણકપુરે યાત્રા કરીરે ॥લા૦॥ સમયસુંદર સુખકાર ॥મ૦॥ શ્રી૦ ॥ ૭॥

ઈતિ શ્રી રાણકપૂરજીનું સ્તવન સંપૂર્ણ.

---

## સિદ્ધાચલજીનું.

### દેશી લાલનની.

સિદ્ધગિરિ ધ્યાવો ભવીકા સિદ્ધગિરિ ધ્યાવો ॥ ઘેર બેઠાં પણ બહુ ફળ પાવો ભવીકા બહુ ફળ પાવો ॥ આંકણી ॥ નંદિસર જાત્રા જે ફળ હોવે ॥ તેથી બમણેરૂં ફળ પુંડરગિરિ હોવે ॥ ભ૦ ॥ પું૦ ॥ ૧ ॥ તિગણું રૂચકગિરિ ચોગણું ગજદંતા ॥ તેથી બમણેરૂં ફળ જંબુ મહંતા ॥ ભ૦ ॥ જં ॥

ખટ ગણું ધાતકી ચૈત્ય જુહારે ॥ છત્રીસ ગણું ફળ પુખલ વિહારે ॥ ભ૦ ॥ પુ૦ ॥ ૨ ॥ તેથી તેરસગણું ફળ મેરૂ ચૈત્ય જુહારે ॥ સહસગણેરૂ ફળ સમેત શિખરે ॥ ભ૦ ॥ સ૦ ॥ લાખ ગણેરૂં ફળ અંજન ગિરિ જુહારે ॥ દશ લાખ ગણેરૂ ફળ અષ્ટાપદ ગિરનારે ॥ ભ૦ ॥ અ૦ ॥ ૩ ॥ કોડગણેરૂં ફળ શ્રી સિદ્ધાચલ ભેટે ॥ જેમરે અનાદિના દુરિત ઉમેટે ॥ભ૦ ॥ દુ૦ ॥ ભાવ અનંતે અનંત ફળ પાવે ॥ શ્રી જ્ઞાન વીમલ સુરિ એમ ગુણ ગાવે ॥ ભ૦ ॥ જ્ઞ૦ ॥ ૪ ॥ ઈતિ ॥

---

## શ્રી સિદ્ધાચલજીનું સ્તવન.

વીમલાચલ નીતુ વંદીયે ॥ કીજે એહની સેવા ॥ માનુ હાથ એ ધર્મનો ॥ શિવ તરૂ ફળ લેવા ॥ વિ૦ ॥ ૧ ॥ ઉજ્જલ જીન ગૃહ મંડળી ॥ તિહાં દિપે ઉત્તંગા ॥ માનુ હિમગિરિ વિભ્રમે ॥ આઈ અંબર ગંગા ॥ વિ૦ ॥ ૨ ॥ કોઈ અનેરૂ જગ નહિ ॥ એ તીરથ તોલે ॥ એમ શ્રી મુખ હરી આગલે ॥ શ્રી

સિમંધર બોલે ॥ વિ૦ ॥ ૩ ॥ જે સઘલાં તી-
રથ કરયાં ॥ જાત્રા ફળ લહીએ ॥ તેથી એ
ગિરિ ભેટતા ॥ શત ગણું ફળ લહીએ ॥ વિ૦
॥ ૪ ॥ જનમ સફળ હોય તેહનો ॥ જે એ
ગિરિ વંદે ॥ સુજસ વિજય સંપદ લહે ॥
તે નર ચિરં નંદે ॥ વિ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

---

## શ્રી સમેતશિખર ગિરિનું.

જઈ પૂજો લાલ સમેત સિખર ગિરિ ઉપર
પાસજી શામલા ॥ જીન ભગતે લાલ કરતાં
જીન પદ પાવે ટળે ભવ આંબલા ॥ આંકણી,
છરિ પાલી દરિશન કરીએ ॥ ભવ ભવ સં-
ચિત પાતિક હરિએ ॥ નીજ આતમ પુન્ય
રસે ભરીએ ॥ જ૦ ॥ ૧ ॥ એ ગિરિવર નિ-
ત્ય સેવા કીજે ॥ જેમ શિવ સુખડાં કરમાં
લીજે ॥ ચીદાનંદ સુધારસ નીત્ય પીજે ॥ જ
॥ ૨ ॥ જ્યાં શિવ રમણી વરવા આવ્યા ॥
અજીતાદિક વીસે જીનરાયા ॥ બહુ મુનિવર
જુત્ત શિવ વધુ પાયા ॥ જ૦ ॥ ૩ ॥ તેણે એ

ઉત્તમ ગિરિ જાણુ ॥ કરો સેવા આતમ કરી શાંણુ ॥ એ ફરી ફરી નહી આવે ટાં-ણુ ॥ જ૦ ॥ ૪ ॥ તુમે ધન કન કંચનની માયા ॥ કરતા અશુચી કિમિ કાયા ॥ કેમ તરસ્યો વિણુ એ ગિરિ રાયા ॥ જ૦ ॥ ૫ ॥ એમ શુભ મતિ વચન સુણી તાજા ॥ નેમ ભજો જગગુરૂ આતમ રાજા ॥ ગિરિ ફરસે ધરી મન શુચી માજા ॥ જ૦ ॥ ૬ ॥ સંવત સર રીખી ગજ ચંદ્ર સમે ॥ ફાગણુ શુદ્ધ તીજ બુધવાર ગમે ॥ ગિરિ દરિશણુ કરતાં ચિત્ત રમેં ॥ જ૦ ॥ ૭ ॥ પ્રભુ પદ પદ્મ તણી સે-વા ॥ કરતાં નિત લહીએ શિવ મેવા ॥ કહે રૂપ વિજય મુજ તે હેવા ॥ જ૦ ॥ ૮ ॥ ઇતિ.

---

## અથ શ્રી આબુજીનું સ્તવન.

### ચિત ચેતોરે એ દેશી.

આદિ જીણેસર પુજતાં, દુખ મેટોરે ॥ આબુ ગઢ દ્રઢ ચિત, ભવિજઇ ભેટોરે ॥ દે-લવાડે દેહરાં નમી ॥ દુ૦ ॥ ચાર પરીમીત

નિત્ય ॥ ભ૦ ॥ ૧ ॥ વીસ ગજ બલ પદ્માવતી ॥ દુ૦ ॥ ચક્કેશરી દ્રવ્ય આંણુ ॥ ભ૦ ॥ શંખ દિએ અંબી સૂરિ ॥ દુ૦ ॥ પંચ કોશ વહે બાણુ ॥ ભ૦ ॥ ૨ ॥ બાર પાતસા ઝીતીને ॥ દુ૦ ॥ વીમલ મંત્રી આલ્હાદ ॥ ભ૦ ॥ દ્રવ્ય ભરી ધરતી કીયો ॥ દુ૦ ॥ રીષભદેવ પ્રાસાદ ॥ ૩ ॥ બિહુતર અધિકા આઠસેં ॥ દુ૦ ॥ બિંબ પ્રમાંણ કહાય ॥ ભ૦ ॥ પન્નરસેં કારીગરે ॥ દુ૦ ॥ વર્ષ ત્રીકે તે થાય ॥ ભ૦ ॥ ૪ ॥ દ્રવ્ય અનોપમ ખરચિયો ॥ દુ ૦ ॥ લાખ ત્રેપન બાર કોડી ॥ ભ૦ ॥ સંવત દસ અઠયાસીએ ॥ દુ૦ ॥ પ્રતિષ્ટા કરી મન હોડિ ॥ ભ૦ ॥ ૫ ॥ દેરાણી જેઠાણીના ગોખડા ॥ દુ૦ ॥ લાખ અઢાર પ્રમાણુ ॥ ભ૦ ॥ વસ્તુપાલ તેજપાલની ॥ દુ૦ ॥ એ દોઈ કાંતા જાણુ ॥ ભ૦ ॥ ૬ ॥ મૂલનાયક નેમીસરૂં ॥ દુ૦ ॥ ચારસેં અડસઠ બિંબ ॥ ભ૦ રીખભ ધાતુ મયી દેહરે ॥ એકસો પીસ્તાલીસ બિંબ ॥ ભ૦ ॥ ૭ ॥ ચૌમુખ ચૈત્ય જૂહારિએ ॥ દુ૦ ॥ કાઊસગીયા ગુણવંત ॥

ભ૦ ॥ બાણુ મીત તેહમાં કહુ ॥ દુ૦ ॥ અગન્યાસી અરિહંત ॥ ભ૦ ॥ ૮ ॥ અચળ ગઢે પ્રભુજી ઘણા ॥ દુ૦ ॥ જાત્રા કરો હુંશિયાર ॥ ભ ॥ કોડિ તપે ફલ જે લહે ॥ દુ૦ ॥ તે પ્રભુ ભકિત વિચાર ॥ ભ૦ ॥ ૯ ॥ સાલંબન નિરાલંબને ॥ દુ૦ ॥ પ્રભુ ધ્યાંને ભવપાર ॥ ભ૦ ॥ મંગળ લિલા પામિએ ॥ દુ૦ ॥ વીરવીજય જયકાર ॥ ભ૦ ॥ ૧૦ ॥ ઇતિ ॥

---

## અથ શ્રી શંખેશ્વરજીનું સ્તવન.

સહજાનંદી શિતલ સુખ ભોગીતો હરી દુખ હરિએ સતાવરો ॥ કેશર ચંદન ઘોલી પૂજોરે કુસુમે ॥ અમૃત વેલિના વૈરીની બેટી તો ॥ કંત હાર તેહનો અરી ॥ કે૦ ॥ ૧ ॥ તેહના સ્વામીની કાંતાનુ નામતો । એક વરણે લક્ષણ ભરી ॥ કે૦ ॥ તે હુર થાપીને આગલ ઠવિએતો ॥ ઉપમાણ ચંદ્રક બંધારી ॥ કે૦ ॥ ૨ ॥ ફરસનો વરણ તે નયણ પ્રમાણેતો ॥ માત્રા સુંદર શિર ધરી ॥ કે૦ ॥ વી-

સરાજ સુત દાહુક નામેતો ॥ તિગવરણાદિ
દુરે કરી ॥ કે૦ ॥ ૩ ॥ એક વીસમે ફરસેં ધ-
રી કરણુતો ॥ અર્થાભિધ તે સમહુરી ॥ કે૦
અંતસ્થે બીજો સ્વર ટાલીતો ॥ શિવગામી
ગતિ આચરી કે૦ ॥૪॥ વીસ ફરસ વળીસંયમ
માનેતો ॥ આદિકરણુ ધરી દિલ ધરી ॥ કે૦
એણુ નામે જીનવર નિત ધ્યાઉતો ॥ જીન-
હુર જીનકું પરિ હુરી ॥ કે૦ ॥ ૫ ॥ ત્રયંબ-
કે દાહ્યો વૃષ જન બોલેતો ॥ વાત એ દિ-
લમે ન ઉતરી ॥ કે૦ ॥ અજ ઈશ્વર પણુ સિ-
તાની આગેતો ॥ જાસ વિવસ નટ તાધરી
॥ કે૦ ॥ ૬ ॥ તે જીન તસ્કર તું જીન રાજા-
તો ॥ હુરિ પ્રણુમે તુજ પાઉ પરી ॥ કે૦ ॥
બાલપણુ ઉપગારે હુરિપતિ ॥ સેવન છલ લં-
છન હુરી ॥ કે૦ ॥ ૭ ॥ પ્રભુ પ્રત્યચકજ શા-
લી હોત રહિએતો ॥ ભવ ભવમાં નહી
શલી કલી ॥ કે૦ ॥ મંન મંદીર મહારાજ
પધારેતો ॥ હુરિ ઉદયે ન વિભાવરી ॥ કે૦
॥ ૮ ॥ સારંગમાં સંપા જીઊં ઝરકત ॥ ધ્યાં-
ન અનુભવ લેહુરી ॥ કે૦ ॥ શ્રી શુભ વીર

વિજય શિવ વહુને તો ॥ ઘર તેડંતાં હોય ધરી ॥ કે ॥ ૯ ॥ ઈતિ ॥

---

## અથ શ્રી શંખેશ્વરજીનું સ્તવન.

અંતરજાંમિ સુણ અલવેસર, મહિમા ત્રિજગ તુમારો ॥ સાંભલીને આવ્યો હું તીરે, જનમ મરણ દુખ વારો ॥ ૧ ॥ સેવક અરજ કરેછે રાજ, અમને શિવ સુખ આપો ॥ આંકણી ॥ સહુકોનાં મન વંછિત પુરો, ચિંતા સહુની ચુરો ॥ એહવું બીરૂદ છે રાજ તુમારૂં ॥ કેમ રાખોછો દુરે ॥ સે૦॥ ૨ ॥ સેવક ને વલવલતો દેખી ॥ મનમાં મહેર ન ધરશો ॥ કરૂણા સાગર કેમ કેહેવાશો ॥ જો ઉપગાર ન કરશો ॥ સે૦ ॥ ૩॥ લટપટનું હિવે કાંમ નહીછે ॥ પ્રત્યક્ષ દરિસણ દિજે ॥ ધુંઆડે ધીજું નહિ સાહિબ ॥ પેટ પડયાં પતિજે ॥ સે૦ ૪ ॥ શ્રી શંખેશ્વર મંડણ સાહિબ ॥ વિનતડિ અવધારો ॥ કહે જીન હર્ષ મયાકર મુજને ॥ ભવ સાયરથી તારો ॥ સે૦ ॥ ૫ ॥ ઈતિ ॥

# અનુક્રમણિકા.